| વિષય | પૃષ્ઠ |
|---|---|
| શતાવર્યાદિ ઘૃત ... ... ... | ૧૧૮૧ |
| **અધ્યાય ૫૩ મો** | |
| ઉપક્રમ ... ... ... | ૧૧૮૨ |
| સ્વરભેદનું નિદાન તથા સંપ્રાપ્તિપૂર્વક સામાન્ય લક્ષણ અને સંખ્યા... ... ... | ,, |
| વાતજન્ય સ્વરભેદનું લક્ષણ ... | ,, |
| પિત્તજન્ય સ્વરભેદનું લક્ષણ ... ... | ,, |
| કફજન્ય સ્વરભેદનું લક્ષણ ... ... | ,, |
| સાન્નિપાતિક સ્વરભેદનું લક્ષણ અને અસાધ્યતા | ,, |
| ક્ષયજન્ય સ્વરભેદનું લક્ષણ અને અસાધ્યતા ... | ,, |
| મેદોજન્ય સ્વરભેદનું લક્ષણ ... ... | ,, |
| સ્વરભેદની અસાધ્યતા ... ... ... | ૧૧૮૩ |
| સ્વરભેદની સામાન્ય ચિકિત્સા ... | ,, |
| વાતજન્ય સ્વરભેદની ખાસ ચિકિત્સા . | ,, |
| પિત્તજન્ય સ્વરભેદની ખાસ ચિકિત્સા ... | ,, |
| કફજન્ય સ્વરભેદની ખાસ ચિકિત્સા ... | ૧૧૮૪ |
| મેદોજન્ય સ્વરભેદની ખાસ ચિકિત્સા ... | ,, |
| સાન્નિપાતિક તથા ક્ષયજન્ય સ્વરભેદોની ખાસ ચિકિત્સા | ,, |
| મોટેથી બોલવાથી થયેલા સ્વરભેદની ખાસ ચિકિત્સા ... ... ... ... | ,, |
| **અધ્યાય ૫૪ મો** | |
| ઉપક્રમ ... ... ... | ૧૧૮૪ |
| કૃમિરોગનાં દૂરનાં તથા પાસેનાં નિદાનો ... | ,, |
| કૃમિઓનાં ઉત્પત્તિસ્થળો ... ... | ૧૧૮૫ |
| વિષ્ઠામાં થતા કૃમિઓની જાતો, આકારો તથા કૃત્યો | ,, |
| કફમાં થતા કૃમિઓની જાતો, આકારો તથા કૃત્યો | ,, |
| લોહીમાં થતા કૃમિઓની જાતો, આકારો તથા કૃત્યો | ,, |
| કૃમિઓનાં નિદાનોનો વિભાગ ... | ૬૮૧૧ |
| શરીરમાં કૃમિઓ ઉત્પન્ન થયાનું લક્ષણ ... | ,, |
| કૃમિઓની વીશ જાતોમાં દશ્ય, અદશ્ય અને અસાધ્ય | " |
| વિષ્ઠાના તથા કફના કૃમિઓની ચિકિત્સા ... | ,, |
| મસ્તકાદિમાં રહેલા કફ સંબંધી કૃમિઓની ખાસ ચિકિત્સા ... ... | ૧૧૮૮ |
| રુધિરના કૃમિઓની ચિકિત્સા ... ... | ,, |
| સર્વ પ્રકારના કૃમિઓ ઉપર સામાન્ય વિધાન | ,, |
| કૃમિરોગવાળાએ પાળવાની પરેજી ... ... | ,, |
| **અધ્યાય ૫૫ મો** | |
| ઉપક્રમ ... ... ... | ૧૧૮૯ |
| સઘળા ઉદાવર્તોના મૂળનો નિષેધ ... ... | ,, |
| ઉદાવર્તનાં નિદાનો તથા સંખ્યા ... ... | ,, |

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| અધોવાયુનો વેગ રોકવાથી ઉત્પન્ન થયેલા ઉદાવર્તનું લક્ષણ ... ... | ૧૧૮૯ |
| વિષ્ઠાનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તનું લક્ષણ | ,, |
| મૂત્રનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તનું લક્ષણ | ૧૧૯૦ |
| બગાસાંનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તનું લક્ષણ | ,, |
| આંસુનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તનું લક્ષણ | ,, |
| છીંકનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તનું લક્ષણ | ,, |
| ઓડકારનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તનું લક્ષણ | ,, |
| વમનનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તનું લક્ષણ | ,, |
| વીર્યને વેગ રોકવાથી થયેલા ઉદાવર્તનું લક્ષણ | ,, |
| ક્ષુધાનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તનું લક્ષણ | ૧૧૯૧ |
| તરસનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તનું લક્ષણ | ,, |
| શ્વાસનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તનું લક્ષણ | ,, |
| નિદ્રાનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તનું લક્ષણ | ,, |
| ઉદાવર્તની અસાધ્યતાનું લક્ષણ ... ... | ,, |
| ઉદાવર્તોની સામાન્ય ચિકિત્સા .. ... | ,, |
| અધોવાયુનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તની ખાસ ચિકિત્સા ... ... ... | ,, |
| વિષ્ઠાનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તની ખાસ ચિકિત્સા ... ... ... | ,, |
| મૂત્રનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તની ખાસ ચિકિત્સા ... ... ... | ૧૧૯૨ |
| બગાસાંનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તની ખાસ ચિકિત્સા ... ... ... | ,, |
| આંસુનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તની ખાસ ચિકિત્સા ... ... ... | ૧૧૯૨ |
| છીંકનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તની ખાસ ચિકિત્સા ... ... ... | ,, |
| ઓડકારનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તની ખાસ ચિકિત્સા ... ... ... | ૧૧૯૩ |
| વમનનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તની ખાસ ચિકિત્સા ... ... ... | ,, |
| વીર્યનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તની ખાસ ચિકિત્સા | ,, |
| ક્ષુધાનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તની ખાસ ચિકિત્સા | ,, |
| તરસનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તની ખાસ ચિકિત્સા ... ... | ,, |
| શ્વાસનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તની ખાસ ચિકિત્સા | ,, |
| નિદ્રાનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તની ખાસ ચિકિત્સા | ,, |
| ઉદાવર્તના ઉપદ્રવોની ચિકિત્સા ... ... | ,, |
| ચૌદમા પ્રકારના ઉદાવર્તનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ ... .. | ૧૧૯૪ |

વિષય ... પૃષ્ઠ

**અધ્યાય ૬૫ મો**

ઉપક્રમ ... ... ... ... ૧૨૩૫
તંત્રયુક્તિઓની સંખ્યા તથા નામો ... ,,
તંત્રયુક્તિઓ કહેવાનું પ્રયોજન ... ... ,,
અધિકરણનું લક્ષણ તથા ઉદાહરણ ... ,,
યોગનું લક્ષણ તથા ઉદાહરણ ... ... ૧૨૩૬
પદાર્થનું લક્ષણ તથા ઉદાહરણ ... ... ,,
હેત્વર્થનું લક્ષણ તથા ઉદાહરણ ... ... ૧૨૩૭
ઉદ્દેશનું લક્ષણ તથા ઉદાહરણ .. ... ,,
નિર્દેશનું લક્ષણ તથા ઉદાહરણ ... ... ,,
ઉપદેશનું લક્ષણ તથા ઉદાહરણ ... ... ,,
અપદેશનું લક્ષણ તથા ઉદાહરણ ... ... ,,
પ્રદેશનું લક્ષણ તથા ઉદાહરણ ... ... ,,
અતિદેશનું લક્ષણ તથા ઉદાહરણ ... ... ,,
અપવર્ગનું લક્ષણ તથા ઉદાહરણ... ... ૧૨૩૮
વાક્યશેષનું લક્ષણ તથા ઉદાહરણ .. ... ,,
અર્થાપત્તિનું લક્ષણ તથા ઉદાહરણ ... ,,
વિપર્યયનું લક્ષણ તથા ઉદાહરણ ... ... ,,
પ્રસંગનું લક્ષણ તથા ઉદાહરણ ... ... ,,
એકાંતનું લક્ષણ તથા ઉદાહરણ ... ... ૧૨૩૯
અનેકાંતનું લક્ષણ તથા ઉદાહરણ ... ... ,,
પૂર્વપક્ષનું લક્ષણ તથા ઉદાહરણ ... ... ,,
નિર્ણયનું લક્ષણ તથા ઉદાહરણ ... ... ,,

વિષય ... પૃષ્ઠ

અનુમતનું લક્ષણ તથા ઉદાહરણ ... ... ૧૨૩૯
વિધાનનું લક્ષણ તથા ઉદાહરણ ... ... ૧૨૪૦
અનાગતાવેક્ષણનું લક્ષણ તથા ઉદાહરણ ... ,,
અતિક્રાંતાવેક્ષણનું લક્ષણ તથા ઉદાહરણ ... ,,
સંશયનું લક્ષણ તથા ઉદાહરણ ... ... ,,
વ્યાખ્યાનનું લક્ષણ તથા ઉદાહરણ ... ,,
સ્વસંજ્ઞાનું લક્ષણ તથા ઉદાહરણ ... ... ,,
નિર્વચનનું લક્ષણ તથા ઉદાહરણ... ... ૧૨૪૧
નિદર્શનનું લક્ષણ તથા ઉદાહરણ ... ... ,,
નિયોગનું લક્ષણ તથા ઉદાહરણ ... ... ,,
સમુચ્ચયનું લક્ષણ તથા ઉદાહરણ ... ... ,,
વિકલ્પનું લક્ષણ તથા ઉદાહરણ ... ... ૧૨૪૨
ઊહ્યનું લક્ષણ તથા ઉદાહરણ ... ... ,,
બત્રીસ તંત્રયુક્તિઓનો ઉપસંહાર અને ફળસ્તુતિ ,,

**અધ્યાય ૬૬ મો**

ઉપક્રમ ... ... ... ... ૧૨૪૨
દોષોના ભેદો જાણવા માટે સુશ્રુતનો પ્રશ્ન ... ,,
દોષોના ત્રેસઠ ભેદો વિષે ભગવાન ધન્વંતરિનો ઉત્તર ૧૨૪૩
વૈદ્યે ચિકિત્સા કેવી રીતે કરવી? ... ... ૧૨૪૪
ચિકિત્સાનાં કર્તા, કરણ, કારણ અને કાર્ય ,,
ઉત્તરતંત્રનો ઉપસંહાર ... ... ... ૧૨૪૫
ગ્રંથનો ઉપસંહાર તથા ફળશ્રુતિ ... ... ,,
**રસોના ત્રેસઠ ભેદોનું પત્રક-કોષ્ટક ૧૨૪૬**




॥ श्रीधन्वन्तर्यै नमः ॥

# सुश्रुत आयुर्वेद

## સરળ ગુજરાતી ભાષાંતર સાથે

## चिकित्सितस्थान

### અધ્યાય ૧ લો

ઉપક્રમ

अथातो द्विव्रणीयचिकित्सितं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'દ્વિવ્રણીયચિકિત્સિત'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

વ્રણના બે ભેદ અને તેનાં કારણો

द्वौ व्रणौ भवतः शारीर आगन्तुकश्चेति । तयोः शारीरः पवनपित्तकफशोणितसन्निपातनिमित्तः ॥ आगन्तुरपि पुरुषपशुपक्षिव्यालसरीसृपप्रपतनपीडनप्रहाराग्निक्षारविषतीक्ष्णौषधशकलकपालशृङ्गचक्रेषुपरशुशक्तिकुन्ताद्यायुधाभिघातनिमित्तः ॥ २ ॥

**શારીર** અને **આગંતુક** એ રીતે બે પ્રકારના વ્રણો થાય છે. વાયુ, પિત્ત, કફ, રુધિર કે તેઓના મિશ્રણથી જે વ્રણ થયો હોય તે **શારીર** કહેવાય છે. માણસ, પશુ, પક્ષી, ફાડી ખાનાર જાનવરો, સર્પ, મગર, પડવું, દબાવું, પ્રહાર, અગ્નિ, ક્ષાર, વિષ, તીક્ષ્ણ ઔષધ, કાષ્ઠ વગેરેનો કટકો, ઠીકરી, શિંગડું, ચક્ર, બાણ, કુહાડો, સાંગ કે ભાલાં વગેરે બીજાં કોઈ આયુધોના પ્રહારથી જે વ્રણ થયો હોય તે **આગંતુક** કહેવાય છે. ૨

આ અધ્યાયનું 'દ્વિવ્રણીયચિકિત્સિત' નામ શા માટે?

तत्र तुल्ये व्रणसामान्ये द्विकारणोत्थानप्रयोजनसामर्थ्याद्द्विव्रणीय इत्युच्यते ॥ ३ ॥

જોકે ઉપર કહેલા બન્ને પ્રકારના વ્રણોમાં વ્રણપણું સમાન જ છે, તોપણ તેઓનું ઊઠવું જુદાંજુદાં નિમિત્તોથી થાય છે, તેથી તેઓની ચિકિત્સાઓમાં કેટલોક તફાવત છે; છતાં આ અધ્યાયમાં બન્ને વ્રણ માટે જે સરખી ચિકિત્સા છે, તે જ મુખ્યત્વે કહી છે, એટલા માટે આ અધ્યાય 'દ્વિવ્રણીયચિકિત્સિત' કહેવાય છે. ૩

આગંતુક વ્રણમાં વિશેષ ચિકિત્સાનું દિગ્દર્શન

सर्वस्मिन्नेवागन्तुव्रणे तत्कालमेव क्षतोष्मणः प्रसृतस्योपशमार्थं पित्तवच्छीतक्रियावचारणविधिविशेषः सन्धानार्थञ्च मधुघृतप्रयोग इत्येतद्द्विकारणोत्थानप्रयोजनमुत्तरकालं तु दोषोपप्लवविशेषाच्छारीरवत् प्रतीकारः ॥ ४ ॥

સર્વ પ્રકારના આગંતુક વ્રણના વિષયમાં જે વખતે પ્રહારથી ક્ષત ઉત્પન્ન થાય, તે જ

[1] ૧. આગંતુક વ્રણની સાત દિવસ પછી છેવટ સુધીની અને શારીર વ્રણના આરંભથી છેવટ સુધીની જે એકસરખી ચિકિત્સા છે, તેના નિરૂપણ વિષેનો. વ્રણનાં નિદાનાદિક વિષે સૂત્રસ્થાનમાં ઘણુંઘણું કહેવાઈ ગયું છે.

વખતે ફેલાયેલી ક્ષતની ગરમીને શાંત કરવા માટે પિત્તની પેઠે શીતલ ક્રિયાઓ કરવારૂપ વિશેષ ચિકિત્સા કરવી યોગ્ય છે અને સાંધવા માટે, ક્ષતની ગરમીને શાંત કરવા માટે તથા કુપિત થયેલા વાયુનું અને રુધિરનું શમન કરવા માટે મધનો તથા ઘીનો પ્રયોગ કરવો યોગ્ય છે. શારીર વ્રણના વિષયમાં જે વખતે વ્રણ થાય, તે વખતે એ ચિકિત્સા કરવાની નથી, પણ જુદી ચિકિત્સા કરવાની છે. આગંતુક વ્રણને સાત દિવસ થઈ ગયા પછી તો તેની ચિકિત્સા દોષોના પ્રસારના ભેદને અનુસરી શારીર વ્રણની ચિકિત્સા પ્રમાણે જ કરવી યોગ્ય છે. ૪

દોષોના વિશેષ ઉપરથી વ્રણના પંદર ભેદ

**दोषोपप्लवविशेषः पुनः समासतः पञ्चदशप्रकारः, प्रसरणसामर्थ्याद्यथोक्तो व्रणप्रश्नाधिकारे। शुद्धत्वात् षोडशप्रकार इत्येके ॥५॥**

ટૂંકમાં, ગતિના સામર્થ્યને લીધે દોષોના પ્રસારનો ભેદ પંદર પ્રકારનો છે; એ પંદર પ્રકારો આ ગ્રંથના સૂત્રસ્થાનના વ્રણપ્રશ્ન નામના ૨૧મા અધ્યાયના ૧૪મા વિષયમાં કહેવાઈ ગયા છે. એ પંદર પ્રકારો ઉપરથી વ્રણના પંદર ભેદ પણ થાય છે. કેટલાક આચાર્યો કહે છે કે, 'જે વ્રણ દોષોના પ્રસારથી રહિત થઈને લગભગ શુદ્ધ થઈ ગયો હોય; અર્થાત્ જેનું રોપણ કરવાનું જ રહ્યું હોય તેને સોળમો ગણવો, એટલે વ્રણના સોળ ભેદ થાય છે.' ૫

વ્રણનું સામાન્ય તથા વિશેષ લક્ષણ

**तस्य लक्षणं द्विविधं सामान्यं वैशेषिकं च। तत्र सामान्यं रुक्। 'व्रण' गात्रविचूर्णने, व्रणयतीति व्रणः। विशेषलक्षणं पुनर्वातादिलिङ्गविशेषः ॥६॥**

સામાન્ય અને વિશેષ એ રીતે વ્રણનું બે પ્રકારનું લક્ષણ છે. એ બે લક્ષણોમાં પીડા થવી એ સામાન્ય લક્ષણ છે; કેમ કે વ્યાકરણ પ્રમાણે ગાત્રને વિચૂર્ણિત બનાવી દેવારૂપ અર્થવાળા 'વ્રણ' ધાતુમાંથી 'વ્રણ' શબ્દ સિદ્ધ થયો છે. માટે 'જે વિચૂર્ણનરૂપ પીડા કરે તે 'વ્રણ' એવી વ્રણ શબ્દની વ્યુત્પત્તિ છે. (સૂત્રસ્થાનના ૨૧ મા અધ્યાયના ૨૦ મા વિષયમાં તો બીજા ધાતુથી વ્યુત્પત્તિ આપી છે.) વ્રણમાં વાયુ આદિ દોષોનાં જે જુદાંજુદાં ચિહ્નો જોવામાં આવે, તે ચિહ્નો વિશેષ લક્ષણ છે. ૬

વ્રણમાં વાયુનાં ચિહ્નો

**तत्र श्यावारुणाभस्तनुः शीतपिच्छिलाल्पस्रावी रूक्षश्चटचटायनशीलः स्फुरणायामतोदभेदवेदनाबहुलो निर्मांसश्चेति वातात् ॥७॥**

જો વ્રણ કાળી તથા રાતી કાંતિવાળો હોય, પાતળો હોય, ટાઢા તથા ચીકણા અલ્પ સ્રાવવાળો હોય, રૂક્ષ હોય, ચટચટ થયા જેવી ઘણી વેદના કરતો હોય, સ્ફુરણરૂપ કે વારંવાર ચલિત થયા જેવી ઘણી વેદના કરતો હોય, લાંબો થઈને તણાયા જેવી ઘણી વેદના કરતો હોય, ભોંકાયા તથા ભેદાયા જેવી ઘણી વેદના કરતો હોય અને માંસ વગરનો હોય, તો તે વ્રણને વાયુ સંબંધી સમજવો.

૨ વ્રણમાં પિત્તનાં ચિહ્નો

**क्षिप्रजः पीतनीलाभः किंशुकोदकाभोष्णस्रावी दाहपाकरागविकारी पीतपिडकाजुष्टश्चेति पित्तात् ॥**

જો વ્રણ તુરત જ પેદા થઈ ગયો હોય, પીળી તથા આસમાની કાંતિવાળો હોય, કેસૂડાં-(ખાખરાનાં પુષ્પો)ના ધોણના જેવી કાંતિવાળા ઊના સ્રાવવાળો હોય, દાહ, પાક તથા રતાશરૂપી વિકારોવાળો હોય અને પીળી ફોડલીઓવાળો હોય, તો તે વ્રણને પિત્ત સંબંધી સમજવો. ૮

૩ વ્રણમાં કફનાં ચિહ્નો

**प्रततचण्डकण्डूबहुलः स्थूलो घनः स्तब्धशिरास्नायुजालावततः कठिनः पाण्डवभासो मन्दवेदनः शुक्लशीतसान्द्रपिच्छिलास्रावी गुरुश्चेति कफात् ॥९**

જો વ્રણ લાંબો તથા પ્રચંડ, ઘણી ખરજવાળો હોય, જાડો હોય, ઘાટો હોય, શિરાઓનાં

તથા સ્નાયુઓનાં કઠણ જાળાંઓથી વ્યાપ્ત હોય, કઠણ હોય, ફીકા પ્રકાશવાળો, મંદ વેદનાવાળો, સફેદ, ટાઢા, ઘાટા તથા ચીકણા સ્રાવવાળો અને ભારે હોય તો તે વ્રણને કફ સંબંધી સમજવો.

૪ વ્રણમાં રુધિરનાં ચિહ્નો

प्रवालदलनिचयप्रकाशः कृष्णस्फोटपिडकाजालोपचितस्तुरङ्गस्थानगन्धः सवेदनो धूमायनशीलो रक्तस्रावी पित्तलिङ्गश्चेति रक्तात् ॥ १० ॥

જો વ્રણ પરવાળાંઓનાં દળોના જેવી કાંતિવાળો હોય, કાળા ફોડલાઓના તથા કાળી ફોડલીના સમૂહથી વ્યાપ્ત હોય, તીક્ષ્ણ ક્ષારના જેવી ગંધવાળો હોય, વેદનાવાળો હોય, જાણે ધુમાડા કાઢ્યા કરતો હોય, રાતા સ્રાવવાળો હોય અને પિત્તના ફેલાવ જેવાં ચિહ્નોવાળો પણ હોય તો તે વ્રણને રુધિર સંબંધી સમજવો. ૧૦

૫ વ્રણમાં વાયુ તથા પિત્તનાં ચિહ્નો

तोददाहधूमायनप्रायः पीतारुणाभासस्तद्वर्णस्रावी चेति वातपित्ताभ्याम् ॥ ११ ॥

જો વ્રણ ભોંકાયા જેવી ઘણી વેદનાવાળો હોય, ઘણી બળતરાવાળો હોય, જાણે બહુ જ ધૂંધવ્યા કરતો હોય, પીળા તથા રાતા પ્રકાશવાળો હોય અને વાયુ તથા પિત્ત એ બન્નેને લગતા વર્ણ તથા સ્રાવથી યુક્ત હોય તો તે વ્રણને વાયુ તથા પિત્ત સંબંધી સમજવો. ૧૧

વ્રણમાં વાયુ તથા કફનાં ચિહ્નો

૬ कण्डूयनशीलः सनिस्तोदो रूक्षो गुरुर्दारुणो मुहुर्मुहुः शीतपिच्छिलस्रावी चेति वातश्लेष्मभ्याम् ॥

જો વ્રણ ખરજથી વ્યાપ્ત, ભોંકાયા જેવી વ્યથાવાળો, કઠણ અને વારંવાર ટાઢા તથા ચીકણા સ્રાવને સવ્યા કરતો હોય તો તે વ્રણને વાયુ તથા કફ સંબંધી સમજવો. ૧૨

૭ વ્રણમાં પિત્ત તથા કફનાં ચિહ્નો

गुरुः सदाह उष्णः पीतः पाण्डुस्रावी चेति पित्तश्लेष्मभ्याम् ॥ १३ ॥

જો વ્રણ ભારે હોય, બળતરાવાળો, ગરમ, પીળો અને ફીકા વર્ણવાળા સ્રાવને સ્રવતો હોય તો તે વ્રણને પિત્ત તથા કફ સંબંધી સમજવો. ૧૩

૮ વ્રણમાં વાયુ તથા રુધિરના ચિહ્નો

रूक्षस्तनुस्तोदबहुलः सुप्त इव च रक्तारुणाभस्तद्वर्णस्रावी चेति वातशोणिताभ्याम् ॥ १४ ॥

જો વ્રણ રૂક્ષ, પાતળો, ભોંકાયા જેવી પીડાથી બહુ જ વ્યાપ્ત હોય, જાણે તેના ઉપરના સ્પર્શનું જ્ઞાન ન જ થતું હોય એવી જડતાવાળો, રાતા તથા ઊગતા સૂર્યના જેવા પ્રકાશવાળો અને વાયુ તથા રુધિર એ બન્નેને લગતા વર્ણથી તથા સ્રાવથી યુક્ત હોય, તો તે વ્રણને વાયુ તથા રુધિરના સંબંધવાળો સમજવો. ૧૪

૯ વ્રણમાં પિત્ત તથા રુધિરનાં ચિહ્નો

घृतमण्डाभो मीनधावनतोयगन्धिर्मृदुर्विसर्प्युष्णकृष्णस्रावी चेति पित्तशोणिताभ्याम् ॥ १५ ॥

જો વ્રણ ઘીની ઉપરના આછા ભાગના જેવા પ્રકાશવાળો, માછલાંઓને ધોયાના પાણીના જેવી ગંધવાળો, કોમળ, ફેલાયા કરતો અને ઊના તથા કાળા સ્રાવવાળો હોય તો તે વ્રણને પિત્ત તથા રુધિર સંબંધી સમજવો. ૧૫

વ્રણમાં કફ તથા રુધિર એ બન્નેનાં ચિહ્નો

૧૦ रक्तो गुरुः पिच्छिलः कण्डूप्रायः स्थिरः सरक्तपाण्डुस्रावी चेति श्लेष्मशोणिताभ्याम् ॥१६॥

જો વ્રણ રાતો, ભારે, ચીકણો, બહુ ખરજવાળો, કઠણ અને રતાશની સાથે પાંડુવર્ણવાળા સ્રાવવાળો હોય તો તે વ્રણને કફ તથા રુધિરના સંબંધવાળો સમજવો. ૧૬

વ્રણમા વાત, પિત્ત તથા રુધિરનાં ચિહ્નો

૧૧ स्फुरणतोददाहधूमायनप्रायः पीततनुरक्तस्रावी चेति वातपित्तशोणितेभ्यः ॥ १७ ॥

જો વ્રણ સ્ફુરણ અથવા ચલિત થયાના જેવી વેદનાથી, ભોંકાયાના જેવી વેદનાથી અને

બળતરાથી બહુયુક્ત હોઈ જાણે વારંવાર ધુમાડા કાઢ્યા કરતો હોય અને પીળા, પાતળા તથા રાતા સ્રાવવાળો હોય તો તેને વાયુ, પિત્ત અને રુધિર એ ત્રણેના સંબંધવાળો સમજવો. ૧૭

વ્રણમા વાયુ, કફ તથા રુધિરનાં ચિહ્નો

कण्डूस्फुरणचुमचुमायनप्रायः पाण्डुघनरक्तास्रावी चेति वातश्लेष्मशोणितेभ्यः ॥ १८ ॥

જો વ્રણ ખરજથી તથા સ્ફુરણ અથવા વારંવાર ચલિત થયાના જેવી વેદનાથી તેમ જ રાઈના કે સરસવના કલ્કથી ખરડાયેલાના જેવા ચમચમાટથી અત્યંત યુક્ત હોઈ ફીકા, ઘાટા તથા રાતા સ્રાવવાળો હોય તો તેને વાયુ, કફ તથા રુધિર એ ત્રણેના સંબંધવાળો સમજવો. ૧૮

વ્રણમાં કફ, પિત્ત તથા રુધિરનાં ચિહ્નો

दाहपाकरागकण्डूप्रायः पाण्डुघनरक्तास्रावी चेति श्लेष्मपित्तशोणितेभ्यः ॥ १९ ॥

જો વ્રણ ઘણા દાહવાળો, ઘણા પાકવાળો, ઘણી રતાશવાળો, ઘણી ખરજવાળો અને ફીકા, ઘાટા તથા રાતા સ્રાવવાળો હોય તો તે વ્રણને કફ, પિત્ત તથા રુધિર એ ત્રણેના સંબંધવાળો સમજવો.

વ્રણમાં વાયુ, પિત્ત તથા કફનાં ચિહ્નો

त्रिविधवर्णवेदनास्रावविशेषोपेतः पवनपित्तकफेभ्यः॥

જો વ્રણ ત્રણે દોષોને લગતા વર્ણો, ત્રણે દોષોને લગતી વેદનાઓ અને ત્રણે દોષોને લગતા સ્રાવોથી યુક્ત હોય તો તે વ્રણને વાયુ, પિત્ત તથા કફ એ ત્રણેના સંબંધવાળો સમજવો. ૨૦

વ્રણમાં વાયુ, પિત્ત, કફ તથા રુધિર એ ચારેનાં ચિહ્નો

निर्दहननिर्मथनस्फुरणतोददाहपाकरागकण्डूस्वापबहुलो नानावर्णवेदनास्रावविशेषोपेतः पवनपित्तकफशोणितेभ्यः ॥ २१ ॥

જો વ્રણમાં બળીને ભસ્મ થઈ જવા જેવી, મથી નાખવા જેવી, સ્ફુરણરૂપ અથવા વારંવાર ચલાયમાન થવા જેવી તથા વારંવાર ભોંકાયા જેવી ઘણી વ્યથા થતી હોય, બળતરા ઘણી હોય, પાક અત્યંત હોય, રતાશ તથા ખરજ વધુ હોય, વર્ણો અનેક પ્રકારના હોય અને વેદનાઓ તથા સ્રાવો પણ અનેક પ્રકારના હોય તો તે વ્રણને વાયુ, પિત્ત, કફ તથા રુધિર એ ચારેના સંબંધવાળો સમજવો. ૨૧

શુદ્ધ વ્રણનાં ચિહ્નો

जिह्वातलाभो मृदुः स्निग्धः श्लक्ष्णो विगतवेदनः सुव्यवस्थितो निरास्रावश्चेति शुद्धो व्रण इति ॥२२॥

જો વ્રણ જીભનાં તળાં જેવો કોમળ, સ્નિગ્ધ તથા લીસો થઈ ગયો હોય, વેદના વગરનો થયો હોય, સારા આકારવાળો અને સ્રાવ વગરનો થઈ ગયો હોય તો તે વ્રણને શુદ્ધ સમજવો. ૨૨

વ્રણની સાઠ ચિકિત્સાઓનાં નામો

तस्य व्रणस्य षष्टिरुपक्रमा भवन्ति। तद्यथा—अपतर्पणमालेपः परिषेकोऽभ्यङ्गः स्वेदो विम्लापनमुपनाहः पाचनं विस्रावणं स्नेहो वमनं विरेचनं छेदनं भेदनं दारणं लेखनमेषणमाहरणं व्यधनं स्रावणं सीवनं सन्धानं पीडनं शोणितास्थापनं निर्वापणमुत्कारिका कषायो वर्त्तिः कल्कः सर्पिस्तैलं रसक्रियावचूर्णनं व्रणधूपनमुत्सादनमवसादनं मृदुकर्म दारुणकर्म क्षारकर्माग्निकर्म कृष्णकर्म पाण्डुकर्म प्रतिसारणं रोमसंजननं लोमापहरणं बस्तिकर्मोत्तरबस्तिकर्म बन्धः पत्रदानं कृमिघ्नं बृंहणं विषघ्नं शिरोविरेचनं नस्यं कवलधारणं धूमो मधु सर्पिर्यन्त्रमाहारो रक्षाविधानमिति ॥ २३ ॥

અપતર્પણ, આલેપ, પરિષેક, અભ્યંગ, સ્વેદ, વિમ્લાપન, ઉપનાહ, પાચન, વિસ્રાવણ, સ્નેહ, વમન, વિરેચન, છેદન, ભેદન, દારણ, લેખન, એષણ, આહરણ, વ્યધન, સ્રાવણ, સીવન, સંધાન, પીડન, શોણિતાસ્થાપન, નિર્વાપણ, ઉત્કારિકા, કષાય, વર્ત્તિ, કલ્ક, ઘી, તેલ, રસક્રિયા,

અવચૂર્ણન, વ્રણધૂપન, ઉત્સાદન, અવસાદન, મૃદુકર્મ, દારુણકર્મ, ક્ષારકર્મ, અગ્નિકર્મ, કૃષ્ણકર્મ, પાંડુકર્મ, પ્રતિસારણ, રોમસંજનન, લોમાપહરણ, બસ્તિકર્મ, ઉત્તરબસ્તિકર્મ, બંધ, પત્રદાન, કૃમિઘ્ન, બૃંહણ, વિષઘ્ન, શિરોવિરેચન, નસ્ય, કવલધારણ, ધૂમ, મધુસર્પિ, યંત્ર, આહાર અને રક્ષાવિધાન એ નામની વ્રણની સાઠ ચિકિત્સાઓ છે. (આ સાઠે ચિકિત્સાઓનું નિરૂપણ આ અધ્યાયના ૨૬ મા વિષયથી કરવામાં આવશે, તેથી આ સઘળાં નામોના ગુજરાતી અર્થો સમજવામાં આવશે.) ૨૩

સાઠ ચિકિત્સાઓના નિરૂપણની વ્યવસ્થા

तेषु कषायो वर्त्तिः कल्कः सर्पिस्तैलं रसक्रियावचूर्णनमिति शोधनरोपणानि। तेष्वष्टौ शस्त्रकृत्याः। शोणितास्थापनं क्षारोऽग्निर्यन्त्रमाहारो रक्षाविधानं बन्धविधानं चोक्तानि ॥ स्नेहस्वेदनवमनविरेचनबस्त्युत्तरबस्तिशिरोविरेचननस्यधूमकवलधारणान्यन्यत्र वक्ष्यामः। यदन्यदवशिष्टमुपक्रमजातं तदिह वक्ष्यते ॥

કષાય, વર્ત્તિ, કલ્ક, ઘી, તેલ, રસક્રિયા અને અવચૂર્ણન એ સાત ચિકિત્સાઓ વ્રણનું શોધન કરનારી છે અને રોપણ કરનારી પણ છે, કે જેઓ વિષે આ ગ્રંથના સૂત્રસ્થાનના ૩૬ મા અધ્યાયમાં કેટલુંક કહેવાઈ ગયું છે. (શોધન એટલે દોષોને ટાળવારૂપ શુદ્ધિ અને રોપણ એટલે ધરતી લાવવી.) છેદન, ભેદન, લેખન, એષણ, આહરણ, વ્યધન, સ્રાવણ અને સીવન એ આઠ ચિકિત્સાઓ શસ્ત્રો વડે બને છે, કે જેઓ વિષે આ ગ્રંથના સૂત્રસ્થાનના ૮ મા તથા ૨૫ મા અધ્યાયમાં કેટલુંક કહેવાઈ ગયું છે. શોણિતાસ્થાપન, ક્ષારકર્મ, અગ્નિકર્મ, યંત્ર, આહાર, રક્ષાવિધાન અને બંધ એ સાત ચિકિત્સાઓનાં નિરૂપણો પણ આ ગ્રંથના સૂત્રસ્થાનના શોણિતવર્ણનીય નામના ૧૪મા અધ્યાયમાં, ક્ષારપાકવિધિ નામના ૧૧મા અધ્યાયમાં, અગ્નિકર્મવિધિ નામના ૧૨મા અધ્યાયમાં, યંત્રવિધિ નામના સાતમા અધ્યાયમાં, વ્રણિતોપાસનીય નામના ૧૯મા અધ્યાયમાં, અગ્રોપહરણીય નામના ૫મા અધ્યાયમાં અને વ્રણાલેપનબંધવિધિ નામના ૧૮મા અધ્યાયમાં કરવામાં આવી ગયેલ છે. આ પ્રમાણે હોવાને લીધે ઉપર લખેલી બાવીસ ચિકિત્સાઓનું નિરૂપણ આ અધ્યાયમાં સંક્ષેપથી કરવામાં આવશે. સ્નેહન, સ્વેદન, વમન, વિરેચન, બસ્તિ, ઉત્તરબસ્તિ, શિરોવિરેચન, નસ્ય, ધૂમ અને કવલધારણ એ દશ ચિકિત્સાઓ આ સ્થાનના છેલ્લા દશ અધ્યાયોમાં વિસ્તારથી કહેવાની છે, એટલા માટે તેઓનું નિરૂપણ પણ આ અધ્યાયમાં સંક્ષેપથી કરવામાં આવશે. બાકી જે અઠ્ઠાવીસ ચિકિત્સાઓ રહી; તેઓનું આ અધ્યાયમાં વિસ્તારથી નિરૂપણ કરીશું. ૨૪

સાઠ ચિકિત્સાઓમાંની કેટલી કોની છે?

षड्विधः प्रागुपदिष्टः शोफस्तस्यैकादशोपक्रमा भवन्त्यपतर्पणादयो विरेचनान्तास्ते च विशेषेण शोथप्रतीकारा वर्त्तन्ते व्रणभावमापन्नस्य च न विरुध्यन्ते, शेषास्तु प्रायेण व्रणप्रतीकारहेतव एव ॥२५

વાતજન્ય, પિત્તજન્ય, કફજન્ય, સન્નિપાતજન્ય, રુધિરજન્ય અને આગંતુજન્ય, એ રીતે ૭ પ્રકારના સોજા પ્રથમ (સૂત્રસ્થાનના ૧૭મા અધ્યાયમાં) કહેવાઈ ગયા છે. ઉપર કહેલી સાઠ ચિકિત્સાઓમાં અપતર્પણથી વિરેચન સુધીની બાર ચિકિત્સાઓ વિશેષે કરી એ ૭ પ્રકારના સોજાને ટાળવાની છે અને પાછળથી વ્રણરૂપ થઈ ગયેલા સોજાની ઉપર પણ વિરુદ્ધ નથી; બાકીની અડતાલીસ ચિકિત્સાઓ તો ઘણું કરીને વ્રણને ટાળવાની જ છે. ૨૫

અપતર્પણ નામની પહેલી ચિકિત્સાનું નિરૂપણ

अपतर्पणं त्वाद्य उपक्रम एष सर्वशोफानां सामान्यः प्रधानतमश्च ॥
दोषोच्छ्रायोपशान्त्यर्थं दोषानद्धस्य देहिनः ।
अवेक्ष्य दोषं प्राणं च कार्यं स्यादपतर्पणम् ॥
ऊर्ध्वमारुततृष्णाक्षुन्मुखशोषश्रमान्वितैः ।
न कार्यं गर्भिणीवृद्धबालदुर्बलभीरुभिः ॥ २६ ॥

અપતર્પણ (લંઘન) કરાવવું; એ સઘળા સોજાને માટે સર્વ અંશોથી પરિપૂર્ણ પહેલી ચિકિત્સા છે અને રોગને તુરત દૂર કરનારી હોવાથી અત્યંત મુખ્ય છે.

દોષોથી ભરપૂર થઈ ગયેલા માણસના દોષોના વધારાની શાંતિને માટે તે માણસના દોષ અને બળ વગેરેને જોઈને અપતર્પણ કરાવવું. (વાતજન્ય સોજામાં પણ અપતર્પણ કરાવવાનો બાધ નથી. કેમ કે અપતર્પણ, વિકારને ટાળનારું છે. વાયુ જો સામ (આમ સહિત) હોય તો તેમાં તો અપતર્પણ યોગ્ય જ છે.

જેઓમાં પવન ઊંચો ચાલે છે એવા ખાંસી તથા શ્વાસ વગેરે રોગોથી પીડાતા, તરસથી પીડાતા, ભૂખથી પીડાતા, જેઓના મુખમાં શોષ પડતો હોય તેઓ,[1] થાકી ગયેલાઓ, ગર્ભવતી સ્ત્રીઓ, વૃદ્ધો, બાળકો, નબળાઓ અને બીકણોએ અપતર્પણ કરવું નહિ. (અર્થાત્ વૈદ્યે એમને અપતર્પણ કરાવવું નહિ.) ૨૬

આલેપ(લેપન)નામની બીજી ચિકિત્સાનું નિરૂપણ

शोफपूत्थितमात्रेषु व्रणेषूग्ररुजेषु च ।
यथास्वैरौषधैर्लेपं प्रत्येकं चैव कारयेत् ॥
यथा प्रज्वलिते वेश्मन्यम्भसा परिषेचनम् ।
क्षिप्रं प्रशमयत्यग्निमेवमालेपनं रुजः ॥
प्रह्लादने शोधने च शोफस्य हरणे तथा ।
उत्सादने रोपणे च लेपः स्यात्तु तदर्थकृत् ॥२७॥

સોજો કે ઉગ્ર વેદનાવાળો વ્રણ ઉત્પન્ન થાય કે તુરત જ તે તે દોષોને (જે જે દોષોથી સોજો કે વ્રણ થયેલ હોય તે તે દોષોને) ટાળનારાં ઔષધોનો અને તેવાં એકએક ઔષધનો પણ લેપ કરાવવો. જેમ સળગેલા ઘર ઉપર કરવામાં આવતું જળનું સિંચન અગ્નિને તુરત શાંત કરે છે, તેમ સોજાની કે વ્રણની ઉપર કરવામાં આવતું ઔષધનું લેપન વેદનાઓને તુરત શાંત કરે છે. લેપન કેવળ પીડાને ટાળે છે એટલું જ નથી, પરંતુ પીડાને ટાળીને સુખ આપે છે, સોજાને તથા વ્રણને શુદ્ધ કરે છે, શુદ્ધ કરીને ટાળે છે, ઊંડા વ્રણને ઊંચો કરે છે અને વ્રણમાં ધરતી લાવે છે.[1] ૨૭

પરિષેક (રોગ ઉપર ઘી વગેરે રેડવું) નામની ત્રીજી ચિકિત્સા

वातशोफे तु वेदनोपशमार्थं सर्पिस्तैलधान्याम्लमांसरसवातहरौषधनिःक्वाथैरशीतैः परिषेकान्कुर्वीत । पित्तरक्ताभिघातविषनिमित्तेषु क्षीरघृतमधुशर्करोदकेक्षुरसमधुरौषधक्षीरवृक्षनिःक्वाथैरनुष्णैः परिषेकान्कुर्वीत । श्लेष्मशोफे तु तैलमूत्रक्षारोदकसुराशुक्तकफघ्नौषधनिःक्वाथैरशीतैःपरिषेकान्कुर्वीत ॥
यथाम्बुभिः सिच्यमानः शान्तिमग्निर्नियच्छति ।
दोषाग्निरेवं सहसा परिषेकेण शाम्यति ॥ २८ ॥

જો સોજો વાયુજન્ય હોય તો વેદનાની શાંતિ માટે તેની ઉપર ઊના ઘીથી, ઊના તેલથી, ઊની કાંજીથી, વાતહર માંસોના ઊના રસાથી અને વાતહર ઔષધોના ઊના ક્વાથોથી પરિષેકો કરવા. (એ રસો સોજા ઉપર રેડવા.)

જો સોજો પિત્તથી, રુધિરથી, પ્રહારથી, કે વિષથી થયેલ હોય તો વેદનાની શાંતિ માટે તેની

[1] જો મુખનો શોષ સામદોષથી થયો હોય તો તેમાં પણ લંઘન કરાવવાનો બાધ નથી.

[1] લેપનનો પ્રયોગ સૂત્રસ્થાનના વ્રણાલેપનબંધવિધિ નામના ૧૮મા અધ્યાયમાં જોવો અને લેપનના દ્રવ્યો સૂત્રસ્થાનના ૩૬ મા અધ્યાય વગેરેમા જોઈ લેવાં.

ઉપર ટાઢા દ્રવથી, ટાઢા ઘીથી, મદ્યથી, સાકરના જળથી, શેરડીના રસથી અને કાકોલ્યાદિ ગણના મધુર દ્રવ્યોના તથા વડ વગેરે પાંચ ક્ષીરિવૃક્ષોના ટાઢા ક્વાથોથી પરિષેકો કરવા.

જો સોજો કફથી થયેલ હોય તો વેદનાની શાંતિ માટે તેની ઉપર ઊના તેલથી, ઊના ગોમૂત્રથી, ક્ષાર ગોળવાના ઊના જળથી, ઊના મદ્યથી, ઊના શુક્તથી અને કફને હણનારાં ઔષધોના ઊના ક્વાથોથી પરિષેકો કરવા. ( શુક્તનું લક્ષણ સૂત્રસ્થાન અ૦ ૪૫નો વિ૦ ૧૮૭ મો જુઓ. )

જેમ અગ્નિ પર જળસિંચન કરવાથી તુરત શાંત થઈ જાય છે, તેમ દોષરૂપી અગ્નિ પરિષેકો કરવાથી તુરત શાંત થઈ જાય છે. ૨૮

### અભ્યંગ (ઘી તથા તેલ વગેરે સ્નેહન પદાર્થો લગાવવા) નામની ચોથી ચિકિત્સા

अभ्यङ्गस्तु दोषमालोक्योपयुक्तो दोषोपशमं मृदुतां च करोति ॥

स्वेदविम्लापनादीनां क्रियाणां प्राक्स उच्यते।
पश्चात्कर्मसु चादिष्टः स च विस्रावणादिषु ॥२९॥

દોષ જોઈને લગાડવામાં આવેલો અભ્યંગ દોષની શાંતિ અને સોજા તથા વ્રણની કોમળતા પણ કરે છે. (વાયુજન્ય કે કફજન્ય સોજો કે વ્રણ હોય તો તેની ઉપર તેલનો અભ્યંગ કરવો અને રુધિરજન્ય કે વિષજન્ય વગેરે હોય તો તેની ઉપર સો વાર ધોયેલા ઘીનો અભ્યંગ કરવો એમ સમજી લેવું.)

સ્વેદ, વિમ્લાપન, ઉપનાહ, પાચન, વિસ્રાવણ, વમન અને વિરેચન એ ક્રિયાઓ કર્યા પહેલાં અભ્યંગ કરવો અને સ્નેહન, વમન તથા વિરેચન સિવાયની વિસ્રાવણાદિક ક્રિયાઓ કર્યા પછી પણ અભ્યંગ કરવો. (પરિષેક કર્યા પછી પણ અભ્યંગ કરવો.) ૨૯

### સ્વેદન ( શેક તથા બાફ દેવા ) નામની પાંચમી ચિકિત્સાનું નિરૂપણ

रुजावतां दारुणानां कठिनानां तथैव च ।
शोफानां स्वेदनं कार्यं ये चाप्येवंविधा व्रणाः ॥३०॥

જે સોજાઓ કે વ્રણો વાયુ કે કફ સંબંધી વેદનાઓવાળા હોય, રૂક્ષ તથા જૂના થઈ ગયા હોય અને કઠણ હોય તેઓની ઉપર સ્વેદન કરવું.

### વિમ્લાપન (સોજાને કે વ્રણને ચોળીને કરમાવી નાખવા) નામની છઠ્ઠી ચિકિત્સા

स्थिराणां रुजतां मन्दं कार्यं विम्लापनं भवेत्।
अभ्यज्य स्वेदयित्वा तु वेणुना वा शनैः शनैः ।
विमर्दयेद्भिषक्प्राज्ञस्तलेनांगुष्ठकेन वा ॥ ३१ ॥

કઠણ અને મંદ વેદનાવાળા અર્થાત્ કફની અધિકતાવાળા અથવા વાયુ તથા કફની અધિકતાવાળા સોજાઓનું તથા સોજામાંથી થયેલા વ્રણોનું પ્રવીણ વૈદ્યે વિમ્લાપન કરવું; તે એવી રીતે કે પ્રથમ અભ્યંગ તથા સ્વેદન કરીને ધીરે ધીરે વાંસની નળીથી અથવા હાથનાં તળાથી કે અંગૂઠાથી તે સોજાને કે વ્રણને ચોળવો; જેથી તે કરમાઈ જાય. ૩૧

### ઉપનાહ ( બાફીને ગરમ રાખેલાં ઔષધોને વસ્ત્રથી બાંધીને બાફ દેવો ) નામની સાતમી ચિકિત્સા

शोफयोरुपनाहं तु कुर्यादामविदग्धयोः ।
अविदग्धः शमं याति विदग्धः पाकमेति च ॥३२॥

વાયુ કે કફ સંબંધી સોજો કાચો હોય કે કાંઈક પાકો હોય તો તેઓની ઉપર ઉપનાહ કરવો. કાચો સોજો ઉપનાહ કરવાથી શાંત થઈ જાય છે અને કાંઈક પાકો હોય તો ઉપનાહ કરવાથી સારી પેઠે પાકી જાય છે. ૩૨

### પાચન (પકાવવા) નામની આઠમી ચિકિત્સા

निवर्त्तते न यः शोफो विरेकान्तैरुपक्रमैः ॥
तस्य सम्पाचनं कुर्यात्समाहृत्यौषधानि तु ।
दधितक्रसुराशुक्तधान्याम्लैर्योजितानि तु ॥

स्निग्धानि लवणीकृत्य पचेदुत्कारिकां शुभाम् ।
सैरण्डपत्रया शोफं नाहयेदुष्णया तया ॥
हितं सम्भोजनं चापि पाकायाभिमुखो यदि ।
वेदनोपशमार्थाय तथा पाकशमाय च ॥ ३३ ॥

જે સોજો અપતર્પણથી માંડીને વિરેચન સુધીની ચિકિત્સાઓથી શાંત ન થાય, તે સોજાને આ ગ્રંથના સૂત્રસ્થાનના મિશ્રક નામના ૩૬ મા અધ્યાયમાં કહેલાં શણનાં બીજ તથા મૂળાનાં બીજ આદિ પાચન દ્રવ્યોના સમૂહથી પકાવવો; તે એ રીતે કે પાચન દ્રવ્યોને દહીં, છાશ, મદ્ય, શુક્ત અને ધાન્યામ્લથી યુક્ત કરી, સ્નિગ્ધ કરી, લૂણ નાખીને તેઓની અંદર સુંદર ઉત્કારિકા (લાપસી અથવા રોટલી) પકાવવી. પછી તે સહેવાય તેવી ઊનીઊની લાપસી અથવા રોટલી એરંડાના પાંદડાની સાથે સોજા ઉપર બાંધવી.[1] (સોજામાંથી થયેલા વ્રણ ઉપર પણ બાંધવી.) આ ક્રિયાથી સોજો કે સોજામાંથી થયેલો વ્રણ, પાકવાની તૈયારીમાં હોય તો રોગીને યથેષ્ટ ભોજન પણ આપવું, કે જે ભોજન અત્યંત કફ કરનારું ન હોય અને ઉપદ્રવો કરનારું પણ ન હોય. આવું ભોજન આપવાથી વેદના શાંત થાય છે અને પાકનો પણ ઉપશમ થાય છે. (ધાન્યામ્લનું લક્ષણ સૂત્રસ્થાનના ૪૫ મા અધ્યાયના ૧૯૧ મા વિષયમાં જુઓ.) ૩૩

### વિસ્રાવણ (લોહી સ્રવાવવા) નામની નવમી ચિકિત્સા

अचिरोत्पतिते शोफे कुर्याच्छोणितमोक्षणम् ।
सशोफे कठिने श्यामे सरक्ते वेदनावति ॥
संरब्धे विषमे चापि व्रणे विस्रावणं हितम् ।
सविषे च विशेषेण जलौकाभिः पदैस्तथा ।
वेदनायाः प्रशान्त्यर्थं पाकस्याप्राप्तये तथा ॥३४॥

સોજો તુરતનો ઉત્પન્ન થયેલો હોય તો જળો મૂકીને અથવા છેરા દઈને લોહીનું વિસ્રાવણ કરવું. વ્રણ સોજાવાળો, કઠણ, શ્યામ, રતાશવાળો, વેદનાવાળો, પહોળા મૂળવાળો કે નીચો-ઊંચો હોય તોપણ જળો મૂકીને અથવા છેરા દઈને લોહીનું વિસ્રાવણ કરવું એ હિતકારી છે. જો સોજો કે વ્રણ ઝેરવાળો હોય તો લોહીનુ વિસ્રાવણ કરવું એ વિશેષ હિતકારી છે. લોહીનું વિસ્રાવણ કરવાથી વેદના શાંત થાય છે અને પાક પણ થતો નથી.

### સ્નેહ (ઘી, તેલ, ચરબી કે મજ્જા પિવડાવવાં) નામની દશમી ચિકિત્સા

सोपद्रवाणां रूक्षाणां कृशानां व्रणशोषिणाम् ।
यथास्वमौषधैः सिद्धं स्नेहपानं विधीयते ॥ ३५ ॥

જે માણસો સોજા કે વ્રણથી ક્ષીણ થઈ ગયા હોય, કંપ તથા ખાંસી આદિ ઉપદ્રવોથી યુક્ત હોય, રૂક્ષ થઈ ગયા હોય કે કૃશ થઈ ગયા હોય તેઓને, તે તે દોષોને દૂર કરનારાં ઔષધોનો કલ્ક નાખીને પકાવેલા ઘી વગેરે સ્નેહોનું પાન કરાવવું.

### વમન (ઊલટી કરાવવા) નામની અગિયારમી ચિકિત્સા

उत्सन्नमांसशोफे तु कफजुष्टे विशेषतः ।
संक्लिष्टश्यामरुधिरे व्रणे प्रच्छर्दनं हितम् ॥३६॥

સોજો કે સોજામાંથી થયેલો વ્રણ જો ઊંચે ચડેલા માંસવાળો, વિશેષે કરી કફના પ્રકોપવાળો કે દુષ્ટ તથા કાંઈક શ્યામ રુધિરવાળો હોય તો રોગીને વમન કરાવવું એ હિતકારી છે. ૩૬

### વિરેચન નામની બારમી ચિકિત્સા

वातपित्तप्रदुष्टेषु दीर्घकालानुबन्धिषु ।
विरेचनं प्रशंसन्ति व्रणेषु व्रणकोविदाः ॥ ३७ ॥

જો સોજાઓ કે સોજામાંથી થયેલા વ્રણો વાતસંયુક્ત પિત્તથી કે કેવળ પિત્તથી યુક્ત હોય અને લાંબા વખત સુધી ચાલેલા હોય તો રોગીને વિરેચન દેવું ઉત્તમ છે, એમ વ્રણવિષયના વિદ્વાનો કહે છે. ૩૭

---

૧ આ પાચન નામની આઠમી ચિકિત્સાને ઉપનાહ નામની સાતમી ચિકિત્સાથી જુદી ગણવી યોગ્ય નથી; કારણ કે પાચન ઉપનાહથી જ બને છે (ગયદાસ)

છેદન નામની તેરમી ચિકિત્સા

अपाकेषु तु रोगेषु कठिनेषु स्थिरेषु च ।
स्नायुकोथादिषु तथा छेदनं प्राप्तमुच्यते ॥३८॥

પાક વગરની ગાંઠ વગેરે રોગોમાં, સ્થિર તથા કઠણ વ્રણ વગેરે રોગોમાં, જરાક પાકવાળા "વલ્મીક" આદિ રોગોમાં અને સ્નાયુઓના સડા વગેરે રોગોમાં છેદનક્રિયા કરવી યોગ્ય છે એમ વિદ્વાનો કહે છે. ૩૮

ભેદન નામની ચૌદમી ચિકિત્સા

अन्तःपूयेष्ववक्त्रेषु तथैवोत्सङ्गवत्स्वपि ।
गतिमत्सु च रोगेषु भेदनं प्राप्तमुच्यते ॥३९॥

જે રોગો અંદર પરુવાળા હોય, મોઢા વગરના હોય, લાંબા વખત સુધી રહેલા પરુથી ચિરાવાને લીધે ઊંડાં છિદ્રોવાળા હોય કે ગતિવાળા (નાડીવ્રણ) હોય, તે રોગોમાં ભેદનક્રિયા (ભેદી નાખવું) યોગ્ય છે, એમ કહેવામાં આવે છે. ૩૯

દારુણ (ઔષધોથી ફાડી નાખવું) નામની પંદરમી ચિકિત્સા

बालवृद्धासहक्षीणभीरूणां योषितामपि ॥
मर्मोपरि च जातेषु रोगेषूक्तं च दारणम् ।
सुपक्के पिण्डिते शोफे पीडनैरवपीडिते ॥
पाकोद्वृत्तेषु दोषेषु तत्तु कार्यं विजानता ।
सुपिष्टैर्दारणद्रव्यैर्युक्तैः क्षारेण वा पुनः ॥४०॥

બાળક, વૃદ્ધ, શસ્ત્રને ખમી ન શકે એવાં માણસો, ક્ષીણ થયેલાં માણસો, બીકણ તથા સ્ત્રીઓને થયેલા રોગોમાં ઔષધોથી દારણ કરવું (ફાડી નાખવું) યોગ્ય છે. મર્મસ્થળો ઉપર થયેલા રોગોને પણ ઔષધોથી ફાડી નાખવા યોગ્ય છે. સોજો સારી પેઠે પાકીને પિંડીભૂત થયો હોય અને સોજાના દોષો પાકવાથી ક્ષુભિત થયા હોય, ત્યારે તેને પીડનદ્રવ્યોના[1] જાડા લેપોથી દબાવીને પછી પ્રવીણ વૈદ્યે સારી રીતે વાટેલાં દારણ-દ્રવ્યોથી[2] અથવા ક્ષારથી ફાડી નાખવો. ૪૦

લેખન (ઉખેડવું તથા ખોતરવું) નામની સોળમી ચિકિત્સા

कठिनान्स्थूलवृत्तौष्ठान्दीर्यमाणान्पुनः पुनः ।
कठिनोत्सन्नमांसांश्च लेखनेनाचरेद्भिषक् ॥
समं लिखेत्सुलिखितं, लिखेन्निरवशेषतः ।
वर्त्मनाणुप्रमाणेन समं शस्त्रेण निर्लिखेत् ॥
क्षौमं प्लोतं पिचुं फेनं यावशूकं ससैन्धवम् ।
कर्कशानि च पत्राणि लेखनार्थे प्रदापयेत् ॥४१॥

જે વ્રણો કઠણ, જાડા તથા ગોળ હોઠવાળા, વારંવાર ફાટી જતા કે ઊંચાં ચડેલાં કઠણ માંસોવાળા હોય, તેઓને વૈદ્યે શસ્ત્રથી ઉખેડવા તથા ખોતરવા. જે વ્રણો માંસ વગરના અને કઠણ હોય તેઓને શસ્ત્ર વડે સાધારણ રીતે ઉખેડવા તથા ખોતરવા. જે વ્રણો જાડા તથા ગોળ હોઠવાળા હોય તે વ્રણોને અધિક ઉખેડવા તથા ખોતરવા. જે વ્રણો વારંવાર ફાટી જતા હોય તેઓને સંપૂર્ણ ઉખેડવા તથા ખોતરવા અને જે વ્રણો ઊંચાં ચડેલાં કઠણ માંસોવાળા હોય તેઓને તેઓનાં ચારે પડખાંઓમાં સમ રીતે ઝીણા શસ્ત્ર વડે ખોતરવા તથા ઉખેડવા. શસ્ત્ર હાજર ન હોય તો વ્રણોને ઉખેડવા માટે તથા ખોતરવા માટે અળસીના વસ્ત્રનો, કપડાનો, રૂના પૂમડાનો, સમુદ્રફીણનો, જવખારનો, સિંધવનો કે ગળજીભી (ભોંપાથરી) વગેરેનાં ખરસટ પાંદડાંઓનો યોગ્યતા જોઈ ઉપયોગ કરવો. ૪૧

એષણ (પરુ તથા શલ્ય વગેરેને શોધી કાઢવા) નામની સત્તરમી ચિકિત્સા

नाडीव्रणाञ्शल्यगर्भानुन्मार्ग्युत्सङ्गिनः शनैः ।
करीरवालांगुलिभिरेषण्या वैषयेद्भिषक् ॥

[1] द्रव्याणां पिच्छिलानां तु त्वङ्मूलानि प्रपीडनम् ।
यवगोधूममाषाणां चूर्णानि च समासतः ॥
(સૂ. સ્થા. અ. ૩૬ વિષય ૫)

[2] चिरबिल्वोऽग्निको दन्ती चित्रको हयमारकः ॥
कपोतगृध्रकङ्कानां पुरीषाणि च दारणम् ॥
(સૂત્રસ્થાનના ૩૬ મા અધ્યાયનો ૪ થો વિષય જુઓ.)

नेत्रवर्त्मगुदाभ्यासनाड्योऽल्पवक्त्राः सशोणिताः ।
चुञ्चुपोदकजैः श्लक्ष्णैः करीरैरेषयेत्तु ताः ॥४२॥

નાડીવ્રણો (ભગંદર), જેઓની અંદર શલ્ય હોય એવા વ્રણો, સીધા રસ્તાને છોડી દઈને આડે રસ્તે ગયેલા વ્રણો અને લાંબા વખત સુધી રહેલા પરુએ ફાડીને ગંભીર છિદ્રોવાળા કરેલા વ્રણોનાં પરુ વગેરેની ગતિનો, મધ્યાદિકનો અને તેઓમાં રહેલાં ગુપ્ત શલ્ય વગેરેનો વૈદ્યે છૂંછ તથા પોથી વગેરેની સળીઓ, વાળ, આંગળી અથવા એષણી નામનું સળીરૂપ શસ્ત્ર કે યંત્ર નાખીને નિશ્ચય કરવો. નેત્રોની પાંપણોના તથા ગુદાની સમીપના જે નાડીવ્રણો નાનાં મુખોવાળા તથા લોહીવાળા હોય તેઓમાં પરુ વગેરેની ગતિનો તથા શલ્યાદિકનો છૂંછની અથવા પોથીની સુંવાળી સળીઓથી નિશ્ચય કરવો. ૪૨

### આહાર્ય (શલ્ય કાઢવું) નામની અઢારમી ચિકિત્સા

संवृतासंवृतास्येषु व्रणेषु मतिमान् भिषक् ।
यथोक्तमाहरेच्छल्यं प्राप्तोद्धरणलक्षणम् ॥४३॥

બુદ્ધિમાન વૈદ્યે બંધ મોઢાવાળા કે ખુલ્લા મોઢાવાળા વ્રણોમાં જે શલ્ય હોય, તે શલ્ય જ્યારે કાઢવા લાયક સ્થિતિવાળું જણાય, ત્યારે તેને આ ગ્રંથના સૂત્રસ્થાનના શલ્યાપનયનીય નામના ૨૭ મા અધ્યાયમાં કહ્યા પ્રમાણે કાઢવું. ૪૩

### વ્યધન (વીંધવું) તથા સ્રાવણ (દોષોને સ્રવાવવા) નામની ઓગણીસમી તથા વીસમી ચિકિત્સા

रोगे व्यधनसाध्ये तु यथोद्देशं प्रमाणतः ।
शस्त्रं निदध्याद्दोषं च स्रावयेत्कीर्तितं यथा ॥४४॥

વીંધવાથી મટાડી શકાય એવા વ્રણ કે દકોદર વગેરે રોગોમાં વૈદ્યે તે તે રોગના પ્રદેશના પ્રમાણને અનુસરી યોગ્ય ઊંડાઈ સુધીમાં યોગ્ય પ્રમાણવાળું શસ્ત્ર નાખવું અને તે તે વિષયમાં કહેલા પ્રકારથી દોષને સ્રવાવવો. ૪૪

### સીવન (સીવવું) તથા સંધાન (સાંધવું) નામની એકવીસમી તથા બાવીસમી ચિકિત્સા

अपाकोपद्रुता ये च मांसस्था विवृताश्च ये ।
यथोक्तं सीवनं तेषु कार्यं सन्धानमेव च ॥४५॥

જે વ્રણો પાકના ઉપદ્રવો વગરના, માંસમાં રહેલા અને ખુલ્લા મોઢાવાળા હોય તેઓને આ ગ્રંથના સૂત્રસ્થાનના 'અષ્ટવિધશસ્ત્રકર્મણીય' નામના ૨૬ મા અધ્યાયના ૧૧ મા વિષયમાં કહ્યા પ્રમાણે સીવવા અને તેઓના હોઠ વગેરેને સાંધી લેવા. ૪૫

### પીડન (વ્રણને લેપોથી દાબી દેવો) નામની ત્રેવીસમી ચિકિત્સા

पूयगर्भानणुद्वारान्व्रणान्मर्मगतानपि ।
यथोक्तः पीडनद्रव्यैः समन्तात्परिपीडयेत् ॥
शुष्यमाणमुपेक्षेत प्रदेहं पीडनं प्रति ।
न चाभिमुखमालिम्पेत्तथा दोषः प्रसिच्यते ॥४६॥

જે વ્રણો અંદર પરુવાળા, નાનાં દ્વારોવાળા તથા મર્મસ્થળોમાં રહ્યા હોય, તેઓને આ ગ્રંથના સૂત્રસ્થાનના મિશ્રક નામના ૩૬ મા અધ્યાયના ૫ મા વિષયમાં કહેલાં પીડન[1] દ્રવ્યોથી જાડો લેપ આપીને ચોતરફ દબાવવા. દબાવવા માટે જે જાડો લેપ કરવામાં આવ્યો હોય તે સુકાઈ જતો હોય તો તેની ઉપેક્ષા કરવી એટલે સુકાવા દેવો, જેથી તણાઈને વ્રણ ફાટી જાય. એ લેપ વ્રણના મોઢાની સામે કે મોઢા ઉપર ન કરવો; પણ આસપાસ તથા અનુલોમ રીતે કરવો; જેથી દોષ પોતાની મેળે સ્રવી જાય. ૪૬

### શોણિતાસ્થાપન (લોહીના અતિસ્રાવને અટકાવવું) નામની ચોવીસમી ચિકિત્સા

तैस्तैर्निमित्तैर्बहुधा शोणिते प्रस्रुते भृशम् ।
कार्यं यथोक्तं वैद्येन शोणितास्थापनं भवेत् ॥४७॥

---

१ द्रव्याणां पिच्छिलानां तु त्वङ्मूलानि प्रपीडनम् ।
यवगोधूममाषाणां चूर्णानि च समासतः ॥

શિરા વીંધવી (ફસ ખોલવી) વગેરે અનેક પ્રકારનાં તે તે કારણોથી લોહીનો અત્યંત સ્રાવ થવા લાગ્યો હોય, તો આ ગ્રંથના સૂત્રસ્થાનના શોણિતવર્ણનીય નામના ૧૪મા અધ્યાયના ૧૯મા વિષયમાં કહ્યા પ્રમાણે ઉપચારો કરીને વૈદ્યે તે લોહી અટકાવવું. ૪૭

નિર્વાપણ (વ્રણમાં થતી બળતરા તથા જ્વરને શાંત કરવાં) નામની પચીસમી ચિકિત્સા

दाहपाकज्वरवतां व्रणानां पित्तकोपतः ।
रक्तेन चाभिभूतानां कार्यं निर्वापणं भवेत् ॥
यथोक्तैःशीतलद्रव्यैःक्षीरपिष्टैर्घृतप्लुतैः ।
दिह्यादबहलाँल्लेपान्सुशीतांश्चावचारयेत् ॥४८॥

જે વ્રણો પિત્તના કે રુધિરના પ્રકોપથી વિકૃત થયા હોય અને બળતરા તથા પાકવાના જ્વરથી યુક્ત થયા હોય તે વ્રણોનું નિર્વાપણ કરવું. આ ગ્રંથના સૂત્રસ્થાનના મિશ્રક નામના અધ્યાય ૩૬ના બીજા વિષયમાં કહેલાં દૂર્વા વગેરે દ્રવ્યોને દૂધમાં[1] વાટી ઘીથી સંયુક્ત કરીને તેઓના પાતળા પાતળા અતિશીતળ લેપો કરવા અને તે ઉપરાંત શીતળ દ્રવ્યોથી સિંચનો પણ કરવાં. ૪૮

ઉત્કારિકા (ઔષધોની પાતળી લાપસીનો યોગ આપવો) નામની છવ્વીસમી ચિકિત્સા

व्रणेषु क्षीणमांसेषु तनुस्रावेष्वपाकिषु ॥
तोदकाठिन्यपारुष्यशूलवेपथुमत्सु च ।
वातघ्नवर्गेऽम्लगणे काकोल्यादिगणे तथा ॥
स्नैहिकेषु च बीजेषु पचेदुत्कारिकां शुभाम् ॥४९॥

વ્રણો જો ક્ષીણ માંસવાળા, થોડા તથા પાતળા સ્રાવવાળા, પાકવગરના, ભોંકાયા જેવી વ્યથાવાળા, કઠણ, ખરસટ, શૂળવાળા કે કંપવાળા હોય, તો સૂત્રસ્થાનના અ. ૩૯ના ૧૦મા વિષયમાં કહેલો વાતઘ્નવર્ગ, સૌવીરક તથા તુષોદક આદિ અમ્લવર્ગ, કાકોલ્યાદિ ગણ અને સ્નૈહિક બીજો (તલ, અળસી, સરસવ તથા એરંડી વગેરે)નાં ચૂર્ણોમાં સુંદર પાતળી લાપસી પકાવીને તેનો યોગ આપવો. (સૌવીરક તથા તુષોદક વિષે સૂત્રસ્થાન અ. ૪૫નો ૧૯૦મો વિષય જુઓ.)

કષાય (વ્રણને શુદ્ધ કરવાના ક્વાથ) નામની સત્તાવીસમી ચિકિત્સા

तेषां च स्वेदनं कार्यं स्थिराणां वेदनावताम् ।
दुर्गन्धानां क्लेदवतां पिच्छिलानां विशेषतः ।
कषायैः शोधनं कार्यं शोधनैः प्रागुदीरितैः ॥५०

જે વ્રણો સ્થિર (કઠણ), વેદનાવાળા, દુર્ગંધવાળા, ભેજવાળા અને વિશેષે કરી ચીકાશવાળા હોય તેઓને સ્વેદન સંસ્કાર આપીને તે પછી આ ગ્રંથના સૂત્રસ્થાનના મિશ્રક નામના ૩૬મા અધ્યાયના ૬ઠ્ઠા વિષયમાં કહેલાં શંખિની (શંખવેલ, અંકોલ તથા ચમેલી) વગેરે દ્રવ્યોના[1] શોધન ક્વાથોથી તે વ્રણોનું શોધન કરવું. ૫૦

વર્તિ (વ્રણની અંદર વાટ નાખવી) નામની અઠ્ઠાવીસમી ચિકિત્સા

अन्तःशल्यानणुमुखान्गंभीरान्मांससंश्रितान् ।
शोधनद्रव्ययुक्ताभिर्वर्तिभिस्तान्यथाक्रमम् ॥५१॥

જે વ્રણો અંદર શલ્યવાળા, ઝીણાં મોઢાવાળા, ઊંડા તથા માંસમાં રહેલા હોય તેઓને આ ગ્રંથના સૂત્રસ્થાનના મિશ્રક નામના ૩૬મા અધ્યાયના ૬ઠ્ઠા વિષયમાં કહેલા અજગંધ (તલવણી) વગેરે દ્રવ્યોથી[2] યુક્ત કરેલી વાટોથી અનુક્રમે (પ્રથમ ઝીણી વાટોથી, પછી જાડી વાટોથી અને તે પછી વધારે જાડી વાટોથી) શુદ્ધ કરવા. ૫૧

---

१ दूर्वा च नलमूलं च मधुकं चंदनं तथा ।
शीतलाश्च गणाः सर्वे प्रलेपः पित्तशोफहृत् ॥

१ शङ्खिन्यङ्कोटसुमनःकरवीरसुवर्चलाः ।
शोधनानि कषायाणि वर्गश्चारग्वधादिकः ॥

२ अजगन्धाऽजशृङ्गी च गवाक्षी लाङ्गलाह्वया ।
पूतीकश्चित्रकः पाठा विडङ्गैलाहरेणवः ॥
कटुत्रिकं यवक्षारो लवणानि मनःशिला ।
कासीसं त्रिवृता दन्ती हरितालं सुराष्ट्रजा ॥

કલ્ક ( ચટણીની પેઠે વાટેલાં દ્રવ્યોના લૂગદીઓ મૂકવી ) નામની ઓગણત્રીસમી ચિકિત્સા

पूतिमांसप्रतिच्छन्नान्महादोषांश्च शोधयेत् ।
कल्कीकृतैर्यथालाभं वर्तिद्रव्यैः पुरोदितैः ॥५२॥

જે વ્રણો દુર્ગંધી માંસથી ઢંકાયેલા અને પ્રબળ વાતકફથી અતિ દુષ્ટ થયેલા હોય તેઓને ઉપર કહેલાં અજગંધા વગેરે વાટનાં દ્રવ્યોમાંથી જેટલાં મળી આવે તેટલાં દ્રવ્યોના કલ્કોથી શુદ્ધ કરવા. (પિત્તથી દુષ્ટ થયેલા વ્રણ ઉપર તો પકાવેલું ઘી જ લગાવવું યોગ્ય છે.) ૫૨

ઘી (ઔષધોના કલ્કથી પકાવેલું ઘી લગાવવું ) નામની ત્રીસમી ચિકિત્સા

पित्तप्रदुष्टान् गम्भीरान्दाहपाकप्रपीडितान् ।
कार्पासीफलमिश्रेण जयेच्छोधनसर्पिषा ॥ ५३ ॥

જે વ્રણો પિત્તથી દુષ્ટ થયેલા, ગંભીર અને દાહથી તથા પાકથી પીડિત હોય, તેઓને આ ગ્રંથના સૂત્રસ્થાનના મિશ્રક નામના ૩૬ મા અધ્યાયના ૬ ઠા વિષયમાં કહેલાં હીરાકસી વગેરે દ્રવ્યો[1] અને તે દ્રવ્યોના જેટલાં જ કપાસનાં ફળનો કલ્ક નાખીને પકાવેલા ઘીથી શુદ્ધ કરવા. (પકાવવાની રીત એ છે કે કલ્કથી ચોગણા ઘીને ઘીથી ચોગણા જળમાં પકાવવું. ડલ્હન )

તેલ ( ઔષધોના કલ્કથી પકાવેલું તેલ લગાવવું ) નામની એકત્રીસમી ચિકિત્સા

उत्सन्नमांसानस्निग्धानल्पस्रावान् व्रणांस्तथा ।
सर्षपस्नेहयुक्तेन धीमांस्तैलेन शोधयेत् ॥ ५४ ॥

જે વ્રણો વૃદ્ધિ પામેલા માંસવાળા, સ્નિગ્ધતા વગરના તથા અલ્પ સ્રાવવાળા અર્થાત્ કફની તથા વાયુની અધિકતાવાળા હોય તેઓને આ ગ્રંથના સૂત્રસ્થાનના મિશ્રક નામના ૩૬ મા અધ્યાયના ૬ ઠા વિષયમાં કહેલાં અઘેડા વગેરે દ્રવ્યોનો[1] કલ્ક નાખીને સરસિયા તેલની સાથે પકાવેલા તલના તેલથી બુદ્ધિમાન વૈદ્યે શુદ્ધ કરવા.

રસક્રિયા ( તૈયાર ક્વાથમાં બીજાં ઔષધો નાખી, ક્વાથને પકવી મલમ જેવો ઘાટો કરી તે લગાવવાની ) નામની બત્રીસમી ચિકિત્સા

तैलेनाशुध्यमानानां शोधनीयां रसक्रियाम्
व्रणानां स्थिरमांसानां कुर्याद्द्रव्यैरुदीरितैः ॥
कषाये विधिवत्तेषां कृते व्यामिश्रयेत्पुनः ।
सुराष्ट्रजां सकासीसां दद्याच्चापि मनःशिलाम् ॥
हरितालं च मतिमांस्ततस्तामवचारयेत् ।
मातुलुङ्गरसोपेतां सक्षौद्रामतिमर्दिताम् ॥
व्रणेषु दत्वा तां तिष्ठेत्त्रींस्त्रींश्च दिवसान्परम् ॥५५॥

જે સ્થિર માંસવાળા વ્રણો તેલથી શુદ્ધ ન થતા હોય તેઓને શુદ્ધ કરવા માટે રસક્રિયા કરવી. આ ગ્રંથના સૂત્રસ્થાનના દ્રવ્યસંગ્રહણીય નામના ૩૮ મા અધ્યાયમાં કહેલા શાલસારાદિ ગણનાં દ્રવ્યોનો, બીજાં પણ શોધન દ્રવ્યોનો, પટોલનો અને ત્રિફલાનો[2] વિધિપૂર્વક ક્વાથ તૈયાર કરી તેમાં ફટકડી, હીરાકસી, મણશીલ તથા હરિતાલનું ચૂર્ણ નાખી, ફરીવાર તે ક્વાથને પકાવી, ઘાટો કરી, તે મલમ જેવા ઘાટા ક્વાથમાં બિજોરાંનો રસ તથા મધ નાખી તેનું બહુ જ મર્દન કરીને તે મલમ વ્રણો ઉપર લગાવવો. એ મલમ વ્રણોની ઉપર ત્રણ ત્રણ દિવસ સુધી જ રાખવો, પણ તેથી વધારે વખત રાખવો નહિ. (એ મલમ વધારે વખત રાખવાથી વ્રણ ફાટી જવાની ધાસ્તી રહે છે.) ૫૫

---

१ कासीसकटुरोहिण्योर्जातीकन्दहरिद्रयोः ।
पूर्वोद्दिष्टेषु चाङ्गेषु कुर्यात्तैलघृतानि वै ।
मर्कोत्तमां स्नुहीक्षीरं पिष्ट्वा क्षारोत्तमानपि ।
जातीमूलं हरिद्रे द्वे कासीसं कटुरोहिणीम् ॥
पूर्वोद्दिष्टानि चान्यानि कुर्यात्संशोधनं घृतम् ॥

१ मयूरको राजवृक्षो निम्बः कोशातकी तिलाः ।
बृहती कण्टकारी च हरितालं मनःशिला ॥
शोधनानि च योज्यानि तैले द्रव्याणि शोधने ॥

२ शालसारादिसारेषु पटोलत्रिफलासु च ।
रसक्रिया विधातव्या शोधनी शोधनेषु च ॥
( સૂ. અ ૩૬, વિ. ૬ )

અવચૂર્ણન ( ચૂર્ણ ભભરાવવું ) નામની તેત્રીસમી ચિકિત્સા

गम्भीरान्मेदसा जुष्टान्दुर्गन्धांश्चूर्णशोधनैः ॥
उपाचरेद्भिषक् प्राज्ञः श्लक्ष्णैः शोधनवर्त्तिजैः॥५६

જે વ્રણો ગંભીર, મેદવાળા અને દુર્ગંધવાળા હોય તેઓની ઉપર સમજુ વૈદ્યે શોધન માટે ઘી પકાવવામાં હીરાકસી વગેરે શોધન દ્રવ્યોનાં બારીક ચૂર્ણો તથા શોધનની વાટમાં દાખલ કરવાનાં અજગંધા વગેરે ઔષધિઓનાં બારીક ચૂર્ણો ભભરાવવાં. (આ અધ્યાયનો ૫૩ મો તથા ૫૧ મો વિષય જુઓ.) ૫૬

વ્રણોનું શોધનરોપણ કરનારી કષાયથી અવચૂર્ણન સુધીની સાત ચિકિત્સાઓ

शुद्धलक्षणयुक्तानां कषायं रोपणं हितम् ॥
तत्र कार्यं यथोद्दिष्टैर्द्रव्यैर्वैद्येन जानता ।
अवेदनानां शुद्धानां गम्भीराणां तथैव च ॥
हिता गेरणवर्त्यङ्गकृता रोपणवर्त्तयः ।
अपेतपूतिमांसानां मांसस्थानामरोहताम् ॥
कल्कः संरोहणः कार्यस्तिलजो मधुसंयुतः ।
स माधुर्यात्तथौष्ण्याच्च स्नेहाच्चानिलनाशनः ॥
कषायभावान्माधुर्यात्तिक्तत्वाच्चापि पित्तहृत् ।
औष्ण्यात्कषायभावाच्च तिक्तत्वाच्च कफे हितः ॥
शोधयेद्रोपयेच्चापि युक्तः शोधनरोपणैः ।
निम्बपत्रमधुभ्यां तु युक्तः संशोधनः स्मृतः ॥
पूर्वाभ्यां सर्पिषा चापि युक्तः संरोपणो भवेत् ।
तिलवद्यवकल्कं तु केचिदाहुर्मनीषिणः ॥
शमयेदविदग्धं च विदग्धमपि पाचयेत् ।
पक्वं भिनत्ति भिन्नं च शोधयेद्रोपयेत्तथा ॥
पित्तरक्तविषागन्तून्गम्भीरानपि च व्रणान् ।
रोपयेद्रोपणीयेन क्षीरसिद्धेन सर्पिषा ॥
कफवाताभिभूतानां व्रणानां मतिमान्भिषक् ।
कारयेद्रोपणं तैलं भेषजैस्तद्यथोदितैः ॥
अवन्ध्यानां चलस्थानां शुद्धानां च प्रदुष्यताम् ।
द्विहरिद्रायुतां कुर्याद्रोपणार्थं रसक्रियाम् ॥
समानां स्थिरमांसानां त्वक्स्थानां रोपणं भिषक् ।
चूर्णं विदध्यान्मतिमान्प्राक्स्थानोक्तो विधिर्यथा ॥

જે વ્રણો શુદ્ધપણાનાં લક્ષણોથી[1] યુક્ત થયા હોય તેઓના રોપણ માટે (રુઝાવીને ધરતી લાવવા) પ્રવીણ વૈદ્યે આ ગ્રંથના સૂત્રસ્થાનના મિશ્રક નામના ૩૬ મા અધ્યાયના ૭ મા વિષયમાં કહેલાં વડ વગેરે ક્ષીરિવૃક્ષોની છાલોનો ક્વાથ અથવા બીજી રીતનો હિતકારી કષાય કરવો.

જે વ્રણો તમામ વેદના વગરના અથવા થોડી વેદનાવાળા અને ગંભીર હોય તેઓના રોપણ માટે આ ગ્રંથના સૂત્રસ્થાનના ૩૬ મા મિશ્રક અધ્યાયના ૭મા વિષયમાં કહેલી સોમવલ્લી અથવા બ્રાહ્મી, ગળો અને આસોંદ વગેરે દ્રવ્યોની[2] **વર્ત્તિઓ** (વાટો) કરવી એ હિતકારી છે.

જે વ્રણો સડેલા માંસથી રહિત થયા હોય, માંસમાં રહ્યા હોય અને રુઝાતા ન હોય તેઓના રોપણ માટે વૈદ્યે તલનો તથા લીંબડાનાં પાંદડાંનો કલ્ક કરી તેમાં મધ તથા ઘી નાખીને તે કલ્ક લગાવવો. તલનો કલ્ક મધુર, ઉષ્ણ તથા સ્નિગ્ધ હોવાથી વાયુનો નાશ કરે છે, તૂરો, મધુર તથા કડવો હોવાથી પિત્તને હરે છે અને ઉષ્ણ, તૂરો તથા કડવો હોવાથી કફને પણ શાંત કરે છે અર્થાત્ ત્રિદોષહર છે. તલનો કલ્ક જો શોધનદ્રવ્યોથી યુક્ત કરવામાં આવ્યો હોય તો શોધન કરે છે અને રોપણ દ્રવ્યોથી યુક્ત કરવામાં આવ્યો હોય તો રોપણ કરે છે અર્થાત્ યોગવાહી છે. તલનો કલ્ક લીંબડાનાં પાંદડાંઓ તથા મધથી યુક્ત કરવામાં આવ્યો હોય તો વ્રણનું

[1] જે વ્રણ જીભનાં તળાં જેવો કોમળ, સ્નિગ્ધ તથા ગતો થઈ ગયો હોય, વેદનાવગરનો થયો હોય, સારા આકારવાળો બની ગયો હોય અને સ્રાવવગરનો થઈ ગયો હોય તે વ્રણને શુદ્ધ થયેલો સમજવો.

[2] सोमामृताश्वगन्धासु काकोल्यादौ गणे तथा ।
क्षीरिप्ररोहेष्वपि च वर्त्तयो रोपणाः स्मृताः ॥

શોધન કરે છે અને લીંબડાનાં પાંદડાં, મધ તથા ઘીથી સંયુક્ત કરવામાં આવ્યો હોય તો રોપણ કરે છે. કેટલાક આચાર્યો કહે છે કે, 'જવનો કલ્ક પણ તલના કલ્કની પેઠે જ શોધન કરે છે અને રોપણ પણ કરે છે; અથવા તલના કલ્કથી યુક્ત કરેલો જવનો કલ્ક પણ શોધન કરે છે અને રોપણ પણ કરે છે. એ કલ્ક વ્રણની સઘળી સ્થિતિઓમાં ઉપયોગી છે; કેમ કે કાચા વ્રણને શાંત કરે છે, કાંઈક પાકવા લાગેલા વ્રણને સારી રીતે પકાવે છે, પાકેલા વ્રણને ભેદી નાખે છે અને ભેદાયેલા વ્રણનું શોધન કરે છે તથા રોપણ પણ કરે છે; અર્થાત્ જવના કલ્કમાં વિમ્લાપન, પાચન, પાટન, શોધન તથા રોપણ એ પાંચે પ્રયોજનો રહ્યાં છે અને તલના કલ્કમાં શોધન તથા રોપણ એ બે પ્રયોજનો જ રહ્યાં છે.' (આ ગ્રંથના સૂત્રસ્થાનના મિશ્રક નામના ૩૬ મા અધ્યાયના ૭ મા વિષયમાં 'समङ्गा सोमसरला सोमवल्काः सचन्दनाः। काकोल्यादिश्च कल्कः स्यात् प्रशस्तो व्रणरोपणे'॥ એ શ્લોકથી કહેલા કલ્કનો પણ વ્રણના રોપણમાં ઉપયોગ કરવો.)

પિત્તજન્ય, રુધિરજન્ય, વિષ સંબંધી કે આગંતુજ વ્રણો ગંભીર હોય, તોપણ તેઓનું આ ગ્રંથના સૂત્રસ્થાનના મિશ્રક નામના ૩૬ મા અધ્યાયના ૭મા વિષયમાં કહેલાં પૃશ્નિપર્ણી તથા કૌંચાં વગેરે દ્રવ્યોનો[1] કલ્ક નાખીને દૂધમાં પકાવેલા ઘીથી રોપણ કરી શકાય છે.

જે વ્રણો કફ કે વાયુથી દૂષિત થયા હોય તેઓનું રોપણ કરવા માટે બુદ્ધિમાન વૈદ્યે આ ગ્રંથના સૂત્રસ્થાનના મિશ્રક નામના ૩૬ મા અધ્યાયના ૭મા વિષયમાં કહેલાં તગર[2] તથા અગરુ વગેરે દ્રવ્યોનો કલ્ક નાખીને વિધિ પ્રમાણે તેલ બનાવવું.

પિત્તજન્ય, રુધિરજન્ય, વિષ સંબંધી તથા અભિઘાતજન્ય વ્રણો, કે જેઓને પાટા બાંધવા ઉચિત નથી તેઓનું, ચલસંધિઓમાં રહેલા વ્રણોનું અને જે વ્રણો શુદ્ધ થયા છતાં પાછા દૂષિત થઈ જતા હોય તે વ્રણોનું રોપણ કરવા માટે વૈદ્યે આ ગ્રંથના સૂત્રસ્થાનના દ્રવ્યસંગ્રહણીય નામના ૩૮ મા અધ્યાયમાં કહેલા ન્યગ્રોધાદિ ગણની છાલનો તથા ત્રિફલાનો ક્વાથ તૈયાર કરી તે ક્વાથને પાછો પકાવી ઘાટો થાય ત્યારે તેમાં હળદર તથા દારૂહળદરનું ચૂર્ણ નાખી ખૂબ મર્દન કરી તે મલમને મધથી સંયુક્ત કરીને તે લગાવવારૂપ રસક્રિયા કરવી. (જેમ શોધન માટે કરવાની રસક્રિયામાં કાળનો અવધિ છે, તેમ આ રસક્રિયામાં નથી; માટે આ રસક્રિયા તો જ્યાં સુધી વ્રણનું રોપણ થાય ત્યાં સુધી કરવી.)

જે વ્રણો સમ, સ્થિર માંસવાળા અને ત્વચામાં રહેલા હોય તેઓના ઉપર બુદ્ધિમાન વૈદ્યે રોપણ માટે આ ગ્રંથના સૂત્રસ્થાનના મિશ્રક નામના ૩૬ મા અધ્યાયના ૭ મા વિષયમાં કહેલાં કાંગ, ત્રિફલા તથા લોધર વગેરે દ્રવ્યોનું[1] અવચૂર્ણન કરવું. (ચૂર્ણ ભભરાવવું.) ૫૭

સર્વ વ્રણો માટેનો શોધનરોપણનો વિધિ

शोधनो रोपणश्चैव विधिर्योऽयं प्रकीर्तितः।
सर्वव्रणानां सामान्येनोक्तो दोषाविशेषतः॥
एष आगमसिद्धत्वात्तथैव फलदर्शनात्।
मन्त्रवत्संप्रयोक्तव्यो न मीमांस्यः कथंचन॥५८॥

આ શોધનનો તથા રોપણનો જે વિધિ

---

[1] पृश्निपर्ण्यात्मगुप्ता च हरिद्रे मालती सिता।
काकोल्यादिश्च योज्यः स्यात् प्रशस्तो रोपणे घृते॥

[2] कालानुसार्यागुरुणी हरिद्रे देवदारु च।
प्रियङ्गवश्च रोध्रं च तैले योज्यानि रोपणे॥

[1] कङ्गुका त्रिफला रोध्रं कासीसं श्रवहणाह्वया।
धवाश्वकर्णयोस्त्वक्च रोपणं चूर्णमिष्यते॥
प्रियङ्गुका सर्जरसः पुष्पकासीसमेव च।
त्वक्चूर्णं धवजं चैव रोपणार्थं प्रशस्यते॥

કહેવામાં આવ્યો, તે શારીર વ્રણો તથા આગંતુજ વ્રણો માટે પણ એકસરખો જ છે; કારણ કે એ સર્વ પ્રકારના વ્રણોમાં વાત, પિત્ત તથા કફ એ ત્રણ દોષો જ દૂષક છે. આ વિધિ શાસ્ત્રસિદ્ધ છે અને તે પ્રમાણે કરવાથી સંપૂર્ણ રીતે શોધનરોપણો થતાં નજરે જોવામાં આવે છે, માટે તેનો મંત્રની પેઠેજ પ્રયોગ કરી દેવો એટલે જેમ મંત્રના અર્થાદિકનો વિચાર નહીં કરતાં મંત્રનો પ્રયોગ કરી દેવામાં આવે છે તેમ આ વિધિમાં આપેલાં ઔષધોના ગુણદોષાદિકનો કશો લાંબો વિચાર નહિ કરતાં આ વિધિનો પ્રયોગ કરી દેવો. ૫૮

**સાત ચિકિત્સાઓમાં ઔષધોના વિભાગોનો વિષય**

स्वबुद्ध्या चापि विभजेत्कषायादिषु सप्तसु ।
भेषजानि यथायोगं यान्युक्तानि पुरा मया ॥
आद्ये द्वे पञ्चमूल्यौ तु गणो यश्चानिलापहः ।
स वातदुष्टे दातव्यः कषायादिषु सप्तसु ॥
न्यग्रोधादिर्गणो यस्तु काकोल्यादिश्च यः स्मृतः ।
तौ पित्तदुष्टे दातव्यौ कषायादिषु सप्तसु ॥
आरग्वधादिस्तु गणो यश्चोष्णः परिकीर्तितः ।
तौ देयौ कफदुष्टे तु संसृष्टे संयुता गणाः ॥५९॥

કષાય, વર્ત્તિ, કલ્ક, ઘી, તેલ, રસક્રિયા અને અવચૂર્ણન એ સાત ચિકિત્સાઓના વિષયોમાં, જે જે ઔષધો સૂત્રસ્થાનમાં પ્રથમ કહેલાં છે, તેઓનો તે તે યોગને અનુસરી વૈદ્યે પોતાની બુદ્ધિથી પણ વિભાગ કરવો. લઘુપંચમૂલી, બૃહત્પંચમૂલી તથા વિદારિગંધાદિ ગણ કે જેઓ વાયુનો વિનાશ કરનારા કહ્યા છે, તે ગણોનો વાયુથી દૂષિત થયેલા વ્રણ ઉપર કષાય આદિ સાતે ચિકિત્સાઓમાં પ્રયોગ કરવો. ન્યગ્રોધાદિ ગણ અને કાકોલ્યાદિ ગણ, કે જેઓ પિત્તહર કહેવામાં આવ્યા છે, તેઓનો પિત્તથી દૂષિત થયેલા વ્રણ ઉપર કષાય આદિ સાતે ચિકિત્સાઓમાં પ્રયોગ કરવો. આરગ્વધાદિ ગણ અને બીજો જે ઉષ્ણકારી ગણ (વરુણાદિ ગણ?) કહેવામાં આવેલો છે, તે બે ગણોનો કફથી દૂષિત થયેલા વ્રણ ઉપર કષાય આદિ સાતે ચિકિત્સાઓમાં પ્રયોગ કરવો. જે વ્રણો બે દોષોથી દૂષિત હોય, તે વ્રણો ઉપર કષાય આદિ સાતે ચિકિત્સાઓમાં તે બે દોષોને ટાળનારા ગણોનો પ્રયોગ કરવો અને જે વ્રણો ત્રણે દોષોથી દૂષિત થયેલા હોય તે વ્રણો ઉપર કષાય આદિ સાતે ચિકિત્સાઓમાં એક એક દોષ હરનારા ત્રણ ગણોને મિશ્ર કરી તેઓનો પ્રયોગ કરવો. ૫૯

**વ્રણધૂપન (વ્રણને ધુમાડી દેવી) નામની ચોત્રીસમી ચિકિત્સા**

वातात्मकानुग्ररुजान्सास्रावानपि च व्रणान् ।
सक्षौमयवसर्पिर्भिर्धूपनाङ्गैश्च धूपयेत् ॥ ६० ॥

વાયુથી દુષ્ટ, ઉગ્ર પીડાવાળા અને સ્રાવવાળા (કફથી દુષ્ટ) વ્રણોને અળસીના વસ્ત્રના ટુકડા, જવ તથા ઘીથી મિશ્ર કરેલા સરલરસ તથા રાળ વગેરે પદાર્થોની (આ પદાર્થો આ ગ્રંથના સૂત્રસ્થાનના અ○ ૩૬, વિ○ ૬૪ માં श्रीवेष्टके सर्जरसे એ શ્લોકમાં કહ્યા છે.)[1] ધુમાડી દેવી. ૬૦

**ઉત્સાદન (ઊંડા વ્રણને ઊંચો કરવા વ્રણના માંસને વધારવા) નામની પાંત્રીસમી ચિકિત્સા**

परिशुष्काल्पमांसानां गम्भीराणां तथैव च ।
कुर्यादुत्सादनीयानि सर्पींष्यालेपनानि च ॥
मांसाशिनां च मांसानि भक्षयेद्विधिवन्नरः ।
विशुद्धमनसस्तस्य मांसं मांसेन वर्द्धते ॥ ६१ ॥

જે વ્રણો સુકાયેલા અલ્પ માંસવાળા હોય (વાતદુષ્ટ હોય) કે ગંભીર અર્થાત્ રુધિરદુષ્ટ અથવા પિત્તદુષ્ટ હોય તેઓનું ઉત્સાદન કરવા માટે આ ગ્રંથના સૂત્રસ્થાનના અધ્યાય ૩૬ ના ૮મા વિષયમાં કહેલાં અઘેડાનાં મૂળ તથા આસોંદ

१ श्रीवेष्टके सर्जरसे सरले देवदारुणि ।
सारेष्वपि च कुर्वीत मतिमान् व्रणधूपनम् ॥

વગેરે દ્રવ્યોનો[1] કલ્ક નાખી ઘી પકાવી તે ઘી લગાવવાં અને દ્રવ્યોનાં લેપનો પણ કરવાં.

વ્રણવાળા માણસને વાઘ વગેરે માંસભક્ષક પ્રાણીઓનાં માંસો પણ વિધિપૂર્વક ખવરાવવાં. વ્રણવાળો માણસ મનમાં ક્રોધ કે શોક વગેરે કશું ન રાખતાં એ માંસોનું ભક્ષણ કરે, તો તેથી તેનું માંસ વધે છે. ૬૧

અવસાદન (ઊંચા વ્રણને નીચો કરવા માંસને તોડવું) નામની છત્રીસમી ચિકિત્સા

उत्सन्नमृदुमांसानां व्रणानामवसादनम् ।
कुर्याद्द्रव्यैर्यथोद्दिष्टैश्चूर्णितैर्मधुना सह ॥६२॥

જે વ્રણો ઊંચા તથા કોમળ માંસોવાળા હોય તે વ્રણોને આ ગ્રંથના સૂત્રસ્થાનના મિશ્રક નામના ૩૬મા અધ્યાયના ૯મા વિષયમાં કહેલાં હીરાકસી તથા સૈંધવ વગેરે દ્રવ્યોનું[2] ચૂર્ણ મધમાં કાલવીને તેનો યોગ આપવો. આ યોગથી વ્રણોનું માંસ નીચું અને કઠણ થઈ જાય છે. ૬૨

મૃદુકર્મ (કઠણ વ્રણને કોમળ કરવા) નામની સાડત્રીસમી ચિકિત્સા

कठिनानाममांसानां दुष्टानां मातरिश्वना ॥
मृद्वी क्रिया विधातव्या शोणितं चापि मोक्षयेत् ।
वातघ्नौषधसंयुक्तान्स्नेहान्सेकांश्च कारयेत् ॥६३॥

વાયુથી દુષ્ટ થયેલા કઠણ તથા માંસ વગરના વ્રણોની ઉપર વારંવાર મધુર, સ્નિગ્ધ, જરાજરા ઊના અને ખારાશવાળા લેપાદિક કરીને કોમળ કરવા અને જળો મુકાવવી વગેરેથી રુધિરનું સ્રાવણ પણ કરવું. (વાયુ જો રુધિરથી મિશ્ર હોય તો રુધિરનું સ્રાવણ કરવું અને કફથી મિશ્ર હોય તો સ્નેહનો તથા સિંચનો કરવાં.) ૬૩

દારુણકર્મ (કોમળ વ્રણને કઠણ કરવા) નામની આડત્રીસમી ચિકિત્સા

व्रणेषु मृदुमांसेषु दारुणीकरणं हितम् ।
धवप्रियङ्ग्वशोकानां रोहिण्याश्च त्वचस्तथा ॥
त्रिफलाधातकीपुष्परोध्रसर्जरसान्समान् ।
कृत्वा सूक्ष्माणि चूर्णानि व्रणं तैरवचूर्णयेत् ॥६४॥

વ્રણો જો કોમળ માંસવાળા હોય, તો તેઓને દારુણ (કઠણ) બનાવવા, એ સારું છે. ધાવડાની છાલ, ઘઉંલાનાં ઝાડની છાલ, આસોપાલવની છાલ, કડવી તૂંબડીની છાલ, ત્રિફળા, ધાવડીનાં ફૂલ, લોદર અને રાળને સમભાગે લઈ ચૂર્ણ કરી તે ચૂર્ણ વ્રણો ઉપર ભભરાવવાથી કોમળ વ્રણો કઠણ થઈ જાય છે. ૬૪

ક્ષારકર્મ (વ્રણને ક્ષારથી શુદ્ધ કરવા) નામની ઓગણચાળીસમી ચિકિત્સા

उत्सन्नमांसान्कठिनान्कण्डूयुक्तांश्चिरोत्थितान् ॥
तथैव खलु दुःशोधान् शोधयेत्क्षारकर्मणा ॥६५॥

જે વ્રણો ઊંચાં માંસોવાળા, કઠણ, ખરજવાળા, લાંબા વખતથી થયેલા કે માંડ શુદ્ધ કરી શકાય એવા હોય તેઓને ક્ષારક્રિયાથી શુદ્ધ કરવા.

અગ્નિકર્મ (વ્રણોને ડાંભવા) નામની ચાળીસમી ચિકિત્સા

स्रवतोऽश्मभवान्मूत्रं ये चान्ये रक्तवाहिनः ।
निःशेषच्छिन्नसन्धींश्च साधयेदग्निकर्मणा ॥६६॥

પથરી કાઢવાને લીધે મૂત્રનો સ્રાવ કરતા વ્રણોને, રુધિરનું વહન કરનારા વ્રણોને અને જેઓની સંધિઓ સમગ્ર કપાઈ ગયેલ હોય તે વ્રણોને અગ્નિની ક્રિયાથી શાંત કરવા. (પથરીના વ્રણો ઉપર અગ્નિક્રિયા કરવાની જરૂર જણાય, તો પથરી કાઢ્યા પછી તુરત જ તે ક્રિયા કરવી નહિ, પણ સાત દિવસ પછી કરવી; કેમ કે તે વ્રણો સાત દિવસ સુધી આગંતુક જ ગણાય છે.

१ अपामार्गोऽश्वगन्धा च तालपत्री सुवर्चला ।
उत्सादने प्रशस्यन्ते काकोल्यादिश्च यो गणः ॥

२ कासीसं सैंधवं किण्वं कुरुविन्दो मनःशिला ।
कुक्कुटाण्डकपालानि सुमनोमुकुलानि च ।
फले शैरीषकारञ्जे धातुचूर्णानि यानि च ।
व्रणेषूत्सन्नमांसेषु प्रशस्तान्यवसादने ॥

સાત દિવસ પછી વ્રણ નહિ સંધાવાથી મૂત્ર પોતાના રસ્તાને પ્રાપ્ત ન થતું હોય, ત્યારે જ તેના ઉપર અગ્નિક્રિયા કરવી. ડલ્લન.) ૬૬

કૃષ્ણકર્મ (રુઝાયેલ છતાં સફેદ રહેલા વ્રણને પ્રકૃતિસ્થ અને કાળો કરવા) નામની એકતાલીસમો ચિકિત્સા

दुरूढत्वात्तु शुक्लानां कृष्णकर्म हितं भवेत् ।
भल्लातकान्वासयेत्तु क्षीरे प्राङ्मूत्रभावितान् ॥
ततो द्विधा छेदयित्वा लौहे कुम्भे निधापयेत् ।
कुम्भेऽन्यस्मिन्निखाते तु तं कुम्भमथ योजयेत् ॥
मुखं मुखेन सन्धाय गोमयैर्दाहयेत्ततः ।
यः स्नेहश्च्यवते तस्माद् ग्राहयेत्तं शनैर्भिषक् ॥
ग्राम्यानूपशफान्दग्धान्सूक्ष्मचूर्णानि कारयेत् ।
तैलेनानेन संसृष्टं शुक्लमालेपयेद्व्रणम् ॥
भल्लातकविधानेन सारस्नेहांस्तु कारयेत् ।
ये च केचित्फलस्नेहा विधानं तेषु कीर्त्तितम् ॥६७॥

જે વ્રણો અયોગ્ય રીતે રુઝાયાને લીધે સફેદ વર્ણવાળા રહી ગયા હોય તેઓને પ્રકૃતિસ્થ કરવા માટે કૃષ્ણકર્મ કરવું, એ હિતકારી છે. ભિલામાંનાં ફળોને પ્રથમ સાત દિવસ સુધી ગોમૂત્રમાં અને સાત દિવસ સુધી દૂધમાં રાખી મેલી, પછી તેઓના બે બે છેદ કરીને તેઓને લોઢાના ઘડામાં નાખવાં. પછી બીજા એક ઘડાને ધરતીના ખાડામાં નાખી પહેલા ઘડાના મોઢાને અનેક છિદ્રોવાળાં ઢાંકણાંથી ઢાંકી તે મોઢાને ધરતીના ખાડામાં નાખેલા ઘડાના મોઢાની સાથે જોડી દઈને તે પહેલા ઘડાના પેટાળની ઉપર છાણાંનો અગ્નિ કરવો. આમ કરતાં પહેલાં ઘડામાંથી જે સ્નેહ બીજા ઘડામાં આવે તેને વૈદ્યે ધીરજથી લઈ લેવો. પછી ઘોડા વગેરે ગ્રામ્ય પશુઓની તથા પાડા વગેરે આનૂપ પશુઓની ખરીઓને બાળી તે ખરીઓનું સૂક્ષ્મ ચૂર્ણ કરી એલા સ્નેહમાં (ભિલામાંના તેલમાં) કાલવીને તેનો સફેદ વ્રણ ઉપર લેપ કરવો. આમ કરવાથી સફેદ વ્રણ કાળો થઈ જાય છે.

કૃષ્ણકર્મ માટે બીજાં વૃક્ષોના સારોના સ્નેહો કરવા હોય, તોપણ યોગ્યતાને અનુસરી ભિલામાંના સ્નેહની રીતિ પ્રમાણે જ કરવા; અને બહેડાં વગેરે ફળોના સ્નેહો કરવા હોય, તો પીલવું વગેરે યોગ્ય ઉપાયોથી કરવા. પછી એ સ્નેહોમાં ઉપર લખેલાં પ્રાણીઓની ખરીઓની ભસ્મ કાલવીને તેનો સફેદ વ્રણો ઉપર લેપ કરવો. આમ કરવાથી પણ સફેદ વ્રણ કાળો થઈ જાય છે. ૬૭

પાંડુકર્મ (રુઝાયેલ છતાં કાળા રહેલા વ્રણને પ્રકૃતિસ્થ અને સફેદ કરવા) નામની બેતાલીસમી ચિકિત્સા

दुरूढत्वात्तु कृष्णानां पाण्डुकर्म हितं भवेत् ।
सप्तरात्रं स्थितं क्षीरे छागले रोहिणीफलम् ॥
तेनैव पिष्टं सुश्लक्ष्णं सवर्णकरणं हितम् ।
नवं कपालिकाचूर्णं वैदुलं सर्जनाम च ॥
कासीसं मधुकं चैव क्षौद्रयुक्तं प्रलेपयेत् ।
कपित्थमुद्धृते मांसे मूत्रेणाजेन पूरयेत् ॥
कासीसं रोचनां तुत्थं हरितालं मनःशिलाम् ।
वेणुनिर्लेखनं चापि प्रपुन्नाडं रसाञ्जनम् ॥
अधस्तादर्जुनस्यैतन्मासं भूमौ निधापयेत् ।
मासादूर्ध्वं ततस्तेन कृष्णमालेपयेद्व्रणम् ॥ ६८ ॥

જે વ્રણો અયોગ્ય રીતે રુઝાયાને લીધે કાળા વર્ણવાળા થઈ ગયા હોય, તેઓને પ્રકૃતિસ્થ કરવા માટે પાંડુકર્મ કરવું એ હિતકારી છે. રોહિણી નામના હરડેનાં ફળોને અથવા કડવી તૂંબડીનાં ફળોને સાત રાત સુધી બકરીના દૂધમાં રાખી મૂકી, પછી તે ફળોને બકરીના દૂધમાં જ બારીક વાટીને તે લેપ કાળા વ્રણ ઉપર લગાવવો. આમ કરવાથી કાળા વ્રણ સફેદ થઈ જાય છે.

दृष्टिः श्लेष्मविदग्धा च पोथक्यो लगणश्च यः ॥
क्रिमिग्रन्थिपरिक्लिन्नवर्त्मशुक्लार्मपिष्टकाः ।
श्लेष्मोपनाहः साध्यास्तु कथिताः श्लेष्मजेषु तु ॥१९

કફથી થતા તેર નેત્રરોગોમાં શ્લૈષ્મિકસ્રાવ નામનો એક રોગ અસાધ્ય છે. કફલિંગનાશ નામનો એક રોગ યાપ્ય છે. કફાભિષ્યંદ, કફાધિમંથ, બલાસગ્રથિત, શ્લેષ્મવિદગ્ધદષ્ટિ, પોથકી, લગણ, ક્રિમિગ્રંથિ, પરિક્લિન્નવર્ત્મ, શુક્લાર્મ, પિષ્ટક અને શ્લેષ્મોપનાહ એ અગિયાર રોગો સાધ્ય છે. ૧૯

### લોહીથી થતા સોળ નેત્રરોગોમાં અસાધ્ય, યાપ્ય અને સાધ્ય

रक्तस्रावोऽजकाजातं शोणितार्शोऽव्रलम्बितम् ।
शुक्रं न साध्यं काचश्च याप्यस्तज्जः प्रकीर्त्तितः ॥
मन्थस्यन्दौ क्लिष्टवर्त्म हर्षोत्पातौ तथैव च ।
सिराजाताञ्जनाख्या च सिराजालं च यत्स्मृतम् ॥
पर्वण्यथाव्रणं शुक्रं शोणितार्मार्ज्जुनश्च यः ।
एते साध्या विकारेषु रक्तजेषु भवन्ति हि ॥२०॥

લોહીથી થતા સોળ નેત્રરોગોમાં રક્તસ્રાવ, અજકાજાત, શોણિતાર્શ અને સવ્રણશુક્ર એ ચાર રોગો અસાધ્ય છે. રક્તલિંગનાશ નામનો એક રોગ યાપ્ય છે. રક્તાધિમંથ, રક્તાભિષ્યંદ, ક્લિષ્ટવર્ત્મ, શિરાહર્ષ, શિરોત્પાત, અંજનિકા, શિરાજાલ, પર્વણી, અવ્રણશુક્ર, શોણિતાર્મ અને અર્જુન એ અગિયાર રોગો સાધ્ય છે. ૨૦

### સર્વ દોષોથી થતા પચીસ નેત્રરોગોમાં અસાધ્ય, યાપ્ય અને સાધ્ય

पूयास्रावो नाकुलान्ध्यमक्षिपाकात्ययोऽलजी ।
असाध्याः सर्वजो याप्यौ काचः कोपश्च पक्ष्मणः ॥
वर्त्मावबन्धो यो व्याधिः शिरासु पिडका च या ।
प्रस्तार्यर्माधिमांसार्म स्नाय्वर्मोत्सङ्गिनी च या ॥
पूयालसश्चार्बुदं च श्यावकर्दमवर्त्मनी ।
तथार्शोवर्त्म शुष्कार्शः शर्करावर्त्म यच्च वै ॥
सशोफश्चाप्यशोफश्च पाको बहलवर्त्म च ।
अक्लिन्नवर्त्म कुम्भीका बिसवर्त्म च सिध्यति ॥२१॥

સર્વ દોષોથી થતા પચીસ નેત્રરોગોમાં પૂયસ્રાવ, નાકુલાંધ્ય, અક્ષિપાકાત્યય અને અલજી એ ચાર રોગો અસાધ્ય છે. સાન્નિપાતિક લિંગનાશ અને પક્ષ્મકોપ એ બે રોગો યાપ્ય છે. વર્ત્માવબંધ, શિરાપિડકા, પ્રસ્તાર્યર્મ, અધિમાંસાર્મ, સ્નાય્વર્મ, ઉત્સંગિની, પૂયાલસ, અર્બુદ, શ્યાવવર્ત્મ, કર્દમવર્ત્મ, અર્શોવર્ત્મ, શુષ્કાર્શ, શર્કરાવર્ત્મ, સશોફપાક, અશોફપાક, બહલવર્ત્મ, અપરિક્લિન્નવર્ત્મ, કુંભીકા અને બિસવર્ત્મ, એ ઓગણીસ રોગો સાધ્ય છે. ૨૧

### આગંતુક કારણોથી થતા નેત્રરોગો અસાધ્ય

सनिमित्तोऽनिमित्तश्च द्वावसाध्यौ तु बाह्यजौ ॥२२॥

આગંતુક કારણોથી થતા સનિમિત્તલિંગનાશ અને અનિમિત્તલિંગનાશ એ બન્ને રોગો અસાધ્ય છે. ૨૨

### આશ્રયોના ભેદો પરથી નેત્રરોગોનો સંગ્રહ

षट्सप्ततिविकाराणामेषा संग्रहकीर्तना ॥
नव सन्ध्याश्रयास्तेषु वर्त्मजास्त्वेकविंशतिः ।
शुक्लभागे दशैकश्च चत्वारः कृष्णभागजाः ॥
सर्वाश्रयाः सप्तदश दृष्टिजा द्वादशैव तु ॥
बाह्यजौ द्वौ समाख्यातौ रोगौ परमदारुणौ ॥
भूय एतान्प्रवक्ष्यामि संख्यारूपचिकित्सितैः ॥२३

જેમ ઉપર દોષોના ભેદો ઉપરથી છોતેર નેત્રરોગોનો સંગ્રહ કર્યો, તેમ હવે આશ્રયોના ભેદો ઉપરથી છોતેર નેત્રરોગોનો સંગ્રહ કહીએ છીએ.

છોતેર નેત્રરોગોમાં નવ સંધિઓમાં, એકવીસ પાંપણોમાં, અગિયાર સફેદ ડોળામાં, ચાર કાળા ડોળામાં, સત્તર સઘળા નેત્રમાં, બાર કીકીમાં અને બે અતિ દારુણ આગંતુક રોગો સઘળાં નેત્રમાં થતા હોય છે છતાં પણ કીકીમાં થાય છે,

એમ માનવામાં આવે છે. હવે એ છોતેર નેત્રરોગોની સંખ્યા (નામો), રૂપો તથા ચિકિત્સા સાથે કહું છું. ૨૩

## અધ્યાય ૨ જો

### ઉપક્રમ

अथातः सन्धिगतरोगविज्ञानीयमध्यायं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

હવે શિષ્યોના પૂછવાથી 'સંધિગતરોગવિજ્ઞાનીય'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલુ છે. ૧

### સંધિઓમાં થતા નવ રોગો

पूयालसः सोपनाहः स्रावाः पर्वणिकालजी ।
क्रिमिग्रन्थिश्च विज्ञेया रोगाः सन्धिगता नव ॥२॥

પૂયાલસ, શ્લેષ્મોપનાહ, પૈત્તિકસ્રાવ, શ્લૈષ્મિકસ્રાવ, રક્તસ્રાવ, પૂયસ્રાવ, પર્વણી, અલજી અને ક્રિમિગ્રંથિ એ નવ રોગો સંધિઓમાં થાય છે.

### પૂયાલસનાં લક્ષણો

पक्कः शोफः सन्धिजः संस्रवेद्यः ।
सान्द्रं पूयं पूति पूयालसः सः ॥३॥

સાંધામાં થયેલો અને પાકેલો જે સોજો દુર્ગંધી તથા ઘાટા પરુને સ્રવે તે **પૂયાલસ** કહેવાય છે. (આ સન્નિપાતજન્ય અને સાધ્ય છે.)૩

### શ્લેષ્મોપનાહનાં લક્ષણો

ग्रन्थिर्नाल्पो दृष्टिसन्धावपाकः ।
कण्डूप्रायो नीरुजस्तूपनाहः ॥४॥

કીકીના સાંધામાં મોટો, થોડા પાકવાળો, ઘણી ખરજવાળો, કઠણ, રાતો અને થોડી વેદનાવાળો જે ગ્રંથિ (ગાંઠો) થાય છે તે **શ્લેષ્મોપનાહ** કહેવાય છે. (આ કફજન્ય અને સાધ્ય છે.) ૪

[1] સાંધાઓમાં થતા નેત્રરોગોના લક્ષણાદિક વિષેનો.

### ચાર સ્રાવોની સંપ્રાપ્તિ તથા લક્ષણો

गत्वा सन्धीनश्रुमार्गेण दोषाः
कुर्युः स्रावान्रुग्विहीनान्स्वलिङ्गान् ।
तान्वै स्रावान्नेत्रनाडीमथैके
तेषां लिङ्गं कीर्तयिष्ये चतुर्धा ॥
पक्कः सन्धौ संस्रवेद्यश्च पूयं
पूयस्रावो नैकरूपः प्रदिष्टः ।
श्वेतं सान्द्रं पिच्छिलं यः स्रवेच्च
श्लेष्मस्रावो नीरुजः स प्रदिष्टः ॥
रक्तस्रावः शोणितोत्थः सरक्तं
कोष्णं नाल्पं संस्रवेन्नातिमान्द्रम् ।
पीताभासं नीलमुष्णं जलाभं
पित्तस्रावं स स्रवेत्सन्धिमध्यात् ॥५॥

દોષો અશ્રુના માર્ગથી (શિરાઓથી) સંધિઓમાં જઈને પોતપોતાનાં લક્ષણોવાળા, પીડા વગરના સ્રાવો ઉત્પન્ન કરે છે, કે જે સ્રાવોને કેટલાક આચાર્યોએ 'નેત્રનાડી' એ નામ આપેલુ છે. એ સ્રાવોનાં ચાર જુદાં જુદાં લક્ષણો કહું છુ.

સાંધામાં પાકેલો જે સોજો પરુને સ્રવે છે અને અનેક રૂપોવાળો હોય છે, તે **પૂયસ્રાવ** કહેવાય છે. (આ સન્નિપાતજન્ય અને અસાધ્ય છે.)

સાંધામાં થયેલો જે સોજો સફેદ, ઘાટા તથા ચીકણા સ્રાવવાળો અને વેદના વગરનો હોય, તે **શ્લૈષ્મિકસ્રાવ** કહેવાય છે. (આ કફજન્ય અને અસાધ્ય છે.)

સાંધામાંથી લોહીવાળો, જરા ઊનો, ઘણો અને થોડા ઘાટાપણાવાળો સ્રાવ થતો હોય, તે **રક્તસ્રાવ** કહેવાય છે. (આ રુધિરજન્ય અને અસાધ્ય છે.)

સાંધાના મધ્યમાંથી પીળા આભાસવાળો, કાળો, ઊનો અને પાણી જેવો સ્રાવ થતો હોય, તે **પૈત્તિકસ્રાવ** કહેવાય છે. (આ પિત્તજન્ય અને અસાધ્ય છે.) ૫

પર્વણીનાં લક્ષણો ૮

ताम्रा तन्वी दाहशूलोपपन्ना
रक्ताज्ज्ञेया पर्वणी वृत्तशोफा ॥६॥

કાળા તથા સફેદ ડોળાના સાંધામાં રાતી, ઝીણી, બળતરાવાળી, શૂળવાળી અને ગોળ સોજા-વાળી જે ફોડલી, લોહી ઝરતી હોય, તે **પર્વણી** કહેવાય છે, (આ રુધિરજન્ય અને સાધ્ય છે.)

અલજીનાં લક્ષણો

जाता सन्धौ कृष्णशुक्लेऽलजी स्या-
त्तस्मिन्नेवाख्यापिता पूर्वलिङ्गः ॥७॥

નિદાનસ્થાનના છઠ્ઠા અધ્યાયના પંદરમા વિષયમાં કહ્યા પ્રમાણે રાતી તથા કાળી, બીજા ફોડકાઓથી પણ વ્યાપ્ત અને દારુણપણાવાળી ફોડલી, એ જ સાંધામાં (કાળા તથા સફેદ ડોળાના સાંધામાં) થઈ હોય, તે **અલજી** કહેવાય છે. (આ સન્નિપાતજન્ય અને અસાધ્ય છે.) ૭

કૃમિગ્રંથિનાં લક્ષણો

क्रिमिग्रन्थिर्वर्त्मनः पक्ष्मणश्च
कण्डूं कुर्युः कृमयः सन्धिजाताः ।
नानारूपा वर्त्मशुक्लस्य सन्धौ
चरन्तोऽन्तर्नयनं दूषयन्ति ॥८॥

પાંપણ તથા પાંપણના વાળના સાંધામાં ઉત્પન્ન થયેલા અનેક રૂપોવાળા કીડાઓ (સાવાં) ખરજ ઉત્પન્ન કરે છે, પાંપણના અને સફેદ ડોળાના સાંધામાં પ્રાપ્ત થાય છે અને અંદર ખાતાં ખાતાં નેત્રને ખરાબ કરી નાખે છે; એ રોગ **કૃમિગ્રંથિ** કહેવાય છે. (આ કફજન્ય અને સાધ્ય છે.) ૮

## અધ્યાય ૩ જો

ઉપક્રમ

अथातो वर्त्मगतरोगविज्ञानीयमध्यायं व्याख्या-
स्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવાથી 'વર્ત્મગતરોગ-વિજ્ઞાનીય'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

**પાંપણોમાં થતા એકવીસ નેત્રરોગોની સંપ્રાપ્તિ**

पृथग्दोषाः समस्ताश्च यदा वर्त्मव्यपाश्रयाः ।
शिरा व्याप्यावतिष्ठन्ते वर्त्मस्वधिकमूर्च्छिताः ॥
विवर्ध्य मांसं रक्तं च तदा वर्त्मव्यपाश्रयान् ।
विकाराञ्जनयन्त्याशु नामतस्तान्निबोधत ॥ २ ॥

જ્યારે એક એક અથવા સઘળા દોષો અત્યંત પ્રકુપિત થઈ પાંપણોના મધ્યમાં રહેલી શિરાઓમાં વ્યાપ્ત થઈ પાંપણોમાં રહે ત્યારે તેઓ માંસ તથા રુધિરને વધારી તુરત પાંપણોના રોગો કરે છે. એ રોગોનાં નામો કહું છું, તે સાંભળો :

પાંપણોમાં થતા એકવીસ રોગો

उत्सङ्गिन्यथ कुम्भीका पोथक्यो वर्त्मशर्करा ।
तथार्शोवर्त्म शुष्कार्शस्तथैवाञ्जननामिका ॥
वहलं वर्त्म यच्चापि व्याधिर्वर्त्मावबन्धकः ।
क्लिष्टकर्दमवर्त्माख्यौ श्यावंवर्त्म तथैव च ॥
प्रक्लिन्नमपरिक्लिन्नं वर्त्म वातहतं तु यत् ।
अर्बुदं निमिषश्चापि शोणितार्शश्च यत्स्मृतम् ॥
लगणो विसनामा च पक्ष्मकोपस्तथैव च ।
एकविंशतिरित्येते विकारा वर्त्मसंश्रयाः ॥
नामभिस्ते समुद्दिष्टा लक्षणैस्तान्प्रचक्ष्महे ॥ ३ ॥

ઉત્સંગિની, કુંભીકા, પોથકી, શર્કરાવર્ત્મ, અર્શોવર્ત્મ, શુષ્કાર્શ, અંજનિકા, બહુલવર્ત્મ, વર્ત્માવબંધ, ક્લિષ્ટવર્ત્મ, કર્દમવર્ત્મ, શ્યાવવર્ત્મ, પ્રક્લિન્નવર્ત્મ, અપરિક્લિન્નવર્ત્મ, વાતહતવર્ત્મ, અર્બુદ, નિમિષ, શોણિતાર્શ, લગણ, બિસવર્ત્મ અને પક્ષ્મકોપ એ એકવીસ રોગો પાંપણોમાં થાય છે. પાંપણોના રોગોનાં આ નામો કહ્યાં; હવે એ રોગોનાં લક્ષણો કહું છું, તે સાંભળો. ૩

[1] પાંપણોમાં થતા રોગોની સંપ્રાપ્તિ તથા લક્ષણો વિષેનો.

ઉત્સંગિનીનાં લક્ષણો

पिडकाभ्यन्तरमुखी बाह्याधोवर्त्मसंश्रया ।
विज्ञेयोत्सङ्गिनी नाम तद्रूपपिडकान्विता ॥४॥

પાંપણની અંદર રહેલા મોઢાવાળી, ઊંચાપણાને લીધે જાણે બહાર હોય એવી જણાતી, નીચેની પાંપણમાં થયેલી, અંદર પરુવાળી, પોતામાં પોતાના જેવી જ અનેક ફોડલીઓવાળી અને ખરજવાળી જે ફોડલી હોય, તે **ઉત્સંગિની** કહેવાય છે. (આ સન્નિપાતજન્ય અને સાધ્ય છે.)

કુંભીકાનાં લક્ષણો

कुम्भीकबीजप्रतिमाः पिडकाः पक्ष्मवर्त्मनोः
आध्मायन्ते तु भिन्ना याः कुम्भीकपिडकास्तु ताः ॥

પાંપણમાં તથા પાંપણના વાળોમાં, કઠોર પ્રદેશમાં ઉત્પન્ન થતી, દાડમના જેવાં ફળોવાળી અને કુંભીકા નામની લતાનાં બીજ જેવી જે ફોડલીઓ, ફોડવાથી સૂજી જાય અને ફૂટી ફૂટીને સ્રવ્યા કરે છે, તે ફોડલીઓ **કુંભીકા** કહેવાય છે. (આ સન્નિપાતજન્ય અને સાધ્ય છે.) ૫

પોથકીનાં લક્ષણો

कण्डूस्रावान्विता गुर्व्यो रक्तसर्षपसन्निभाः ।
पिडकाश्च रुजावत्यः पोथक्य इति संज्ञिताः ॥६॥

ખરજવાળી, સ્રાવવાળી, ભારે રાતા સરસવ જેવી અને વેદનાવાળી જે ફોડલીઓ પાંપણમાં થાય છે, તેઓ **પોથકી** કહેવાય છે. (આ કફજન્ય અને સાધ્ય છે.) ૬

શર્કરાવર્ત્મનાં લક્ષણો

पिडकाभिः सुसूक्ष्माभिर्घनाभिरभिसंवृता ।
पिडका या खरा स्थूला सा ज्ञेया वर्त्मशर्करा ॥७॥

અત્યંત ઝીણી ઝીણી ઘાટી ફોડલીઓથી ચોતરફ વીંટાયેલી, ખરસટ અને જાડી જે ફોડલી પાંપણમાં થાય છે, તે **શર્કરાવર્ત્મ** કહેવાય છે. (આ સન્નિપાતજન્ય અને સાધ્ય છે.) ૭

અર્શોવર્ત્મનાં લક્ષણો

एर्वारुबीजप्रतिमाः पिडका मंदवेदनाः ।
सूक्ष्माः खराश्च वर्त्मस्थास्तदर्शोवर्त्म कीर्त्यते ॥८॥

ઉનાળાની કાકડીનાં બીજ જેવી, મંદ વેદનાવાળી, ઝીણી અને તીક્ષ્ણ અણીઓવાળી જે ફોડલીઓ પાંપણમાં થાય છે, તે **અર્શોવર્ત્મ** કહેવાય છે. (આ સન્નિપાતજન્ય અને સાધ્ય છે.)

શુષ્કાર્શનાં લક્ષણો

दीर्घाङ्कुरः खरः स्तब्धो दारुणो वर्त्मसम्भवः ।
व्याधिरेष समाख्यातः शुष्कार्श इति संज्ञितः ॥९॥

પાંપણના અંદરના ભાગમાં લાંબો, ખરસટ, અક્કડ અને દારુણ જે અંકુર થાય છે, તે **શુષ્કાર્શ** કહેવાય છે. (આ સન્નિપાતજન્ય અને સાધ્ય છે.) ૯

અંજનિકાનાં લક્ષણો

दाहतोदवती ताम्रा पिडका वर्त्मसम्भवा ।
मृद्वी मन्दरुजा सूक्ष्मा ज्ञेया साऽञ्जननामिका ॥१०

બળતરાવાળી, ભોંકાયા જેવી વ્યથાવાળી, રાતી, કોમળ અને મંદ વેદનાવાળી જે ઝીણી ફોડલી પાંપણમાં થાય છે, તે **અંજનિકા** કહેવાય છે. (આ રુધિરજન્ય અને સાધ્ય છે.) ૧૦

બહલવર્ત્મનાં લક્ષણો

वर्त्मोपचीयते यस्य पिडकाभिः समन्ततः ।
सवर्णाभिः स्थिराभिश्च विद्याद् बहलवर्त्म तत् ॥११

પાંપણના જેવા વર્ણવાળી અને કઠણ ફોડલીઓથી પાંપણ ચોમેર જાડી થઈ જાય છે, એ **બહલવર્ત્મ** કહેવાય છે. (આ સન્નિપાતજન્ય અને સાધ્ય છે.) ૧૧

વર્ત્માવબંધનાં લક્ષણો

कण्डूमताल्पतोदेन वर्त्मशोफेन यो नरः ।
न समं छादयेदक्षि भवेद् बन्धः स वर्त्मनः ॥१२॥

ખરજવાળા અને અલ્પ વ્યથાવાળા પાંપણુંના જે સોજાથી આંખ સરખી રીતે મીંચી

શકાતી ન હોય, તે સોજો **વર્ત્માવબંધ** કહેવાય છે. (આ સન્નિપાતજન્ય અને સાધ્ય છે.) ૧૨

ક્લિષ્ટવર્ત્મનાં લક્ષણો

**मृद्वल्पवेदनं ताम्रं यद्वर्त्म सममेव च ।**
**अकस्माच्च भवेद्रक्तं क्लिष्टवर्त्म तदादिशेत् ॥१३॥**

પાંપણ કોમળ, અલ્પ વેદનાવાળી, સીધી અને અકસ્માત્ રાતી પણ થઈ જાય, એ **ક્લિષ્ટવર્ત્મ** છે. (આ રુધિરજન્ય અને સાધ્ય છે.) ૧૩

કર્દમવર્ત્મનાં લક્ષણો

**क्लिष्टं पुनः पित्तयुक्तं विदहेच्छोणितं यदा ।**
**तदा क्लिन्नत्वमापन्नमुच्यते वर्त्मकर्दमम् ॥१४॥**

ઉપર ક્લિષ્ટવર્ત્મનાં જે લક્ષણો કહ્યાં, તે લક્ષણો હોવા ઉપરાંત જ્યારે પિત્તથી મિશ્ર થયેલું લોહી બળતરા કરે, ત્યારે પાંપણ ક્લેદવાળી રહેતી હોય, તો તે **કર્દમવર્ત્મ** કહેવાય છે. (આ સન્નિપાતજન્ય અને સાધ્ય છે.) ૧૪

શ્યાવવર્ત્મનાં લક્ષણો

**यद्वर्त्म बाह्यतोऽन्तश्च श्यावं शूनं सवेदनम् ।**
**दाहकण्डूपरिक्लेदि श्याववर्त्मेति तन्मतम् ॥ १५ ॥**

પાંપણ જો બહાર તથા અંદર કાળાશવાળી, સોજાવાળી, વેદનાવાળી અને દાહ, ખરજ તથા ક્લેદથી યુક્ત રહ્યા કરે, તો તે **શ્યાવવર્ત્મ** કહેવાય છે. (આ સન્નિપાતજન્ય અને સાધ્ય છે.) ૧૫

પ્રક્લિન્નવર્ત્મનાં લક્ષણો

**अरुजं बाह्यतः शूनमन्तः क्लिन्नं स्रवत्यपि ।**
**कण्डूनिस्तोदभूयिष्ठं क्लिन्नवर्त्म तदुच्यते ॥ १६ ॥**

પાંપણ થોડીક વેદનાવાળી, બહાર સોજાવાળી, અંદર ક્લેદવાળી, ખરજ તથા ભોંકાયા જેવી વ્યથાથી અત્યંત યુક્ત હોય તથા સ્રવતી પણ હોય, તો તે **પ્રક્લિન્નવર્ત્મ** કહેવાય છે. (આ કફજન્ય અને સાધ્ય છે.) ૧૬

અપરિક્લિન્નવર્ત્મનાં લક્ષણો

**यस्य धौतानि धौतानि सम्बध्यन्ते पुनः पुनः ।**
**वर्त्मान्यपरिपक्वानि विद्यादक्लिन्नवर्त्म तत् ॥१७॥**

પાંપણો વારંવાર ધોયા છતાં વારંવાર પરસ્પર ચોંટી જતી હોય અને કાચી જ રહેતી હોય, તો તે **અપરિક્લિન્નવર્ત્મ** કહેવાય છે. (આ સન્નિપાતજન્ય અને સાધ્ય છે. ૧૭

વાતહતવર્ત્મનાં લક્ષણો

**विमुक्तसन्धि निश्चेष्टं वर्त्म यन्न निमील्यते ।**
**एतद्वातहतं विद्यात्सरुजं यदि वाऽरुजम् ॥ १८ ॥**

પાંપણ ઠેકાણેથી ખસી ગયેલા સંધિવાળી, ક્રિયા વગરની, મીંચાતી ન હોય તથા ઘણી કે થોડી પીડાવાળી હોય, તે **વાતહતવર્ત્મ** કહેવાય છે. (આ વાયુજન્ય અને અસાધ્ય છે.) ૧૮

અર્બુદનાં લક્ષણો

**वर्त्मान्तरस्थं विषमं ग्रन्थिभूतमवेदनम् ।**
**विज्ञेयमर्बुदं पुंसां सरक्तमवलम्बितम् ॥ १९॥**

પાંપણની અંદર વર્તુલપણા વગરનો, થોડી વેદનાવાળો, થોડો રાતો અને વળગી રહેલો, કઠણ ગાંઠો ઉત્પન્ન થાય છે, તે **અર્બુદ** કહેવાય છે. (આ સન્નિપાતજન્ય અને સાધ્ય છે.) ૧૯

નિમિષનાં લક્ષણો

**निमेषणीः शिरा वायुः प्रविष्टो वर्त्मसंश्रयाः ।**
**चालयेदतिवर्त्मानि निमिषः स गदो मतः॥२०॥**

વાયુ પાંપણોમાં રહેલી શિરાઓ કે જેઓ પાંપણોને મીંચાવનારી છે, તેઓમાં પેસી પાંપણોને અત્યંત ચલાયમાન કરે, એ રોગ **નિમિષ** કહેવાય છે. (આ વાયુજન્ય અને અસાધ્ય છે.) ૨૦

શોણિતાર્શનાં લક્ષણો

**छिन्नाश्छिन्ना विवर्द्धन्ते वर्त्मस्था मृदवोऽङ्कुराः ।**
**दाहकण्डूरुजोपेतास्तेऽर्शः शोणितसम्भवाः ॥२१॥**

પાંપણોમાં રહેલા, બળતરાવાળા, ખરજવાળા અને વેદનાવાળા જે કોમળ અંકુરો વારંવાર કાપ્યા છતાં વારંવાર વધ્યા કરતા હોય, તે **શોણિતાર્શ** કહેવાય છે. (આ રુધિરજન્ય અને અસાધ્ય છે.) ૨૧

લગણનાં લક્ષણો

अपाकः कठिनः स्थूलो ग्रन्थिर्वर्त्मभवोऽरुजः ।
सकण्डूः पिच्छिलः कोलप्रमाणो लगणस्तु सः॥२२॥

પાંપણમાં પાક વગરનો, કઠણ, જાડો, થોડી વેદનાવાળો, ખરજવાળો, ચીકણો અને બોરજેવડો ગાંઠો થાય છે, તે લગણ કહેવાય છે. (આ કફજન્ય અને સાધ્ય છે.) ૨૨

બિસવર્ત્મનાં લક્ષણો

शूनं यद्वर्त्म बहुभिः सूक्ष्मैश्छिद्रैः समन्वितम् ।
बिसमन्तर्जल इव बिसवर्त्मेति तन्मतम् ॥२३॥

જે પાંપણ સોજાવાળી, જળની અંદર રહેલા કમળના મૂળની પેઠે અનેક સૂક્ષ્મ છિદ્રોવાળી અને સ્રવતી હોય, તે બિસવર્ત્મ કહેવાય છે. (આ સન્નિપાતજન્ય અને સાધ્ય છે.) ૨૩

પક્ષ્મકોપનાં લક્ષણો

पक्ष्माशयगता दोषास्तीक्ष्णाग्राणि खराणि च ।
निर्वर्तयन्ति पक्ष्माणि तैर्जुष्टं चाक्षि दूयते ॥
उत्पाटितैः पुनः शान्तिः पक्ष्मभिश्चोपजायते ।
वातातपानलद्वेषी पक्ष्मकोपः स उच्यते ॥२४॥

પાંપણોમાં રહેલા દોષો, પાંપણોમાં તીક્ષ્ણ અગ્રોવાળા ખરસટ વાળ ઉત્પન્ન કરે છે; એ વાળ અંદર પેસવાથી આંખ દુખે છે; એ વાળને ચીપિયા વડે ખેંચી લેવામાં આવે, ત્યારે શાંતિ થાય છે; વળી પાછો તે વાળ ઊગી આવે છે અને તે ઉપદ્રવથી પવન, તડકો કે અગ્નિ સહન કરી શકાતાં નથી તથા તેના ઉપર દ્વેષ રહ્યા કરે છે, એ રોગ પક્ષ્મકોપ કહેવાય છે. (આ સન્નિપાતજન્ય અને યાપ્ય છે.) ૨૪

## અધ્યાય ૪ થો

ઉપક્રમ

अथातः शुक्लगतरोगविज्ञानीयमध्यायं व्याख्यास्यामः। यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

હવે શિષ્યોના પૂછવાથી 'શુક્લગતરોગવિજ્ઞાનીય'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

સફેદ ડોળામાં થતા અગિયાર રોગો

प्रस्तारिशुक्लक्षतजाधिमांस-
स्नाय्वर्मसंज्ञाः खलु पञ्च रोगाः ।
स्युः शुक्तिका चार्जुनपिष्टकौ च
जालं शिराणां पिडकाश्च याः स्युः ॥
रोगा बलासग्रथितेन सार्द्ध-
मेकादशाक्ष्णोः खलु शुक्लभागे ॥२॥

પ્રસ્તાર્યર્મ, શુક્લાર્મ, શોણિતાર્મ, અધિમાંસાર્મ, સ્નાય્વર્મ, શુક્તિકા, અર્જુન, પિષ્ટક, શિરાજાલ, શિરાપિડકા અને બલાસગ્રથિત; એ અગિયાર રોગો આંખોના સફેદ ડોળામાં થાય છે.

પ્રસ્તાર્યર્મનાં લક્ષણો

प्रस्तारि प्रथितमिहार्म शुक्लभागे
विस्तीर्णं तनु रुधिरप्रभं सनीलम् ॥३॥

સફેદ ડોળા ઉપર ગૂંથાયેલું, વિસ્તીર્ણ, પાતળું, લોહી જેવી પ્રભાવાળું અને કાંઈક કાળાશવાળું, વધેલું માંસ થાય છે, તે પ્રસ્તાર્યર્મ કહેવાય છે. (આ સન્નિપાતજન્ય તથા સાધ્ય છે.)

શુક્લાર્મનાં લક્ષણો

शुक्लाख्यं मृदु कथयन्ति शुक्लभागे
सश्वेतं सममिह वर्द्धते चिरेण ॥४॥

સફેદ ડોળા ઉપર કોમળ, કાંઈક સફેદ અને સમસ્થિતિવાળું માંસ ઉત્પન્ન થાય છે અને લાંબે કાળે વૃદ્ધિ પામે છે, એ શુક્લાર્મ કહેવાય છે. (આ કફજન્ય અને સાધ્ય છે.) ૪

શોણિતાર્મનાં લક્ષણો

यन्मांसं प्रचयमुपैति शुक्लभागे
पद्माभं तदुपदिशन्ति लोहितार्म ॥५॥

સફેદ ડોળા ઉપર રાતા કમળના જેવી

[1] સફેદ ડોળામાં થતા નેત્રરોગના સંપ્રાપ્તિ, લક્ષણાદિ વિષેનો.

પ્રભાવાળું જે કોમળ માંસ જમા થાય છે, તે **શોણિતાર્મ** કહેવાય છે. (આ રુધિરજન્ય અને સાધ્ય છે.) ૫

અધિમાંસાર્મનાં લક્ષણો

**विस्तीर्णं मृदु बहुलं यकृत्प्रकाशं**
**श्यावं वा तदधिकमांसजार्म विद्यात् ॥६॥**

સફેદ ડોળા ઉપર કોમળ, જાડું, પહોળું અને થોડું કાળાશ સહિત રતાશવાળું અથવા કાળાશવાળું માંસ વૃદ્ધિ પામે છે તે **અધિમાંસાર્મ** કહેવાય છે. (આ સન્નિપાતજન્ય અને સાધ્ય છે.) ૬

સ્નાય્વર્મનાં લક્ષણો

**शुक्ले यत्पिशितमुपैति वृद्धिमेत-**
**त्स्नाय्वर्मेत्यभिपठितं खरं प्रपाण्डु ॥७॥**

સફેદ ડોળા ઉપર કઠણ, ખરસટ અને અત્યંત ફીકા વર્ણવાળું જે માંસ વધે છે, તે **સ્નાય્વર્મ** કહેવાય છે. (આ સન્નિપાતજન્ય અને સાધ્ય છે.)

શુક્તિકાનાં લક્ષણો

**श्यावाः स्युः पिशितनिभास्तु बिन्दवो ये**
**शुक्त्याभाः सितनयने स शुक्तिसंज्ञः ॥८**

સફેદ ડોળા ઉપર કાંઈક કાળાશવાળાં, માંસ જેવાં અને છીપની પેઠે કાંઈક લાંબાં જે સફેદ બિંદુઓ થાય છે, તે **શુકિતકા** કહેવાય છે. (આ પિત્તજન્ય અને સાધ્ય છે.) ૮

અર્જુનનાં લક્ષણો

**एको यः शशरुधिरोपमस्तु बिन्दुः**
**शुक्लस्थो भवति तमर्जुनं वदन्ति ॥९॥**

સફેદ ડોળા ઉપર સસલાના લોહી જેવું રાતું જે એક બિંદુ થાય છે, તે **અર્જુન** કહેવાય છે. (આ રુધિરજન્ય અને સાધ્ય છે.) ૯

પિષ્ટકનાં લક્ષણો

**उत्सन्नः सलिलनिभोऽथ पिष्टशुक्लो**
**बिन्दुर्यः स भवति पिष्टकः सुवृत्तः ॥१०**

સફેદ ડોળા ઉપર ઊંચું, ચોખાના લોટ જેવું સફેદ, ગોળ અને પાણી જેવું આછું જે બિંદુ થાય છે, તે **પિષ્ટક** કહેવાય છે. (આ કફજન્ય અને સાધ્ય છે.) ૧૦

શિરાજાલનાં લક્ષણો

**जालाभः कठिनशिरो महान्सरक्तः**
**संतानः स्मृत इह जालसंज्ञितस्तु ॥११॥**

સફેદ ડોળા ઉપર જાળા જેવો, કઠણ શિરાઓવાળો, મોટો અને રતાશવાળો શિરાઓનો જે જથ્થો થાય છે, તે **શિરાજાલ** કહેવાય છે. (આ રુધિરજન્ય અને સાધ્ય છે.) ૧૧

શિરાપિડકાનાં લક્ષણો

**शुक्लस्थाः सितपिडकाः शिरावृता या-**
**स्ता विद्यादसितसमीपजाः शिराजाः ॥१२**

સફેદ ડોળામાં કાળા ડોળાની નજદીક શિરાઓથી વીંટાયેલી જે સફેદ ફોડલીઓ થાય, તે **શિરાપિડકા** કહેવાય છે. (આ સન્નિપાતજન્ય અને સાધ્ય છે.) ૧૨

બલાસગ્રથિતનાં લક્ષણો

**कांस्याभो भवति शिरावृतः सिते यो**
**बिन्दुर्वा स तु निरुजो बलासकाख्यः ॥**

સફેદ ડોળા ઉપર કાંસાના જેવી પ્રભાવાળું, શિરાઓથી વીંટાયેલું, પાણીના બિંદુ જેવું કાંઈક ઊંચું અને વેદના વગરનું જે બિંદુ થાય છે, તે **બલાસગ્રથિત** કહેવાય છે. (આ કફજન્ય અને સાધ્ય છે.) ૧૩

## અધ્યાય ૫ મો.

ઉપક્રમ

**अथातः कृष्णगतरोगविज्ञानीयमध्यायं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन્તरिः ॥१॥**

હવે શિષ્યોના પૂછવાથી 'કૃષ્ણગતરોગવિજ્ઞાનીય'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે

[1] કાળા ડોળામાં થતા રોગોના લક્ષણો તથા સાધ્યાસાધ્યપણું જણાવવા વિષેનો.

વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

કાળા ડોળામાં થતા ચાર રોગો

यत्सव्रणं शुक्रमथाव्रणं वा
पाकात्ययश्चाप्यजका तथैव ।
चत्वार एतेऽभिहिता विकाराः
कृष्णाश्रयाः संग्रहतः पुरस्तात् ॥२॥

સવ્રણશુક્ર, અવ્રણશુક્ર, અક્ષિપાકાત્યય અને અજકાજાત એ ચાર રોગો કાળા ડોળામાં ઉત્પન્ન થાય છે, કે જેઓ વિષે આ તંત્રના પહેલા અધ્યાયના ૨૩મા વિષયમાં સંક્ષેપથી કહ્યું છે. ૨

સવ્રણશુક્રનાં લક્ષણો

निमग्नरूपं हि भवेत्तु कृष्णे
सूच्येव विद्धं प्रतिभाति यद्वै ।
स्रावं स्रवेदुष्णमतीव रुक्च
तत्सव्रणं शुक्रमुदाहरन्ति ॥३॥

જે ફૂલું કાળા ડોળામાં ડૂબેલા રૂપવાળું હોય અર્થાત્ થોડું દેખાતું હોય, જાણે સોયથી વીંધાયેલું હોય એવું લાગે, નિરંતર ઊના જળને સ્રવતું હોય અને અત્યંત વેદનાવાળું હોય, તે **સવ્રણશુક્ર** કહેવાય છે. (આ રુધિરજન્ય અને ઘણું કરીને અસાધ્ય છે.) ૩

સવ્રણશુક્ર સાધ્ય તથા અસાધ્ય કયું ?

दृष्टेः समीपे न भवेत्तु यच्च
न चावगाढं न च संस्रवेद्धि ।
अवेदनावन्न च युग्मशुक्रं
तत्सिद्धिमाप्नोति कदाचिदेव ॥४॥

જે સવ્રણશુક્ર કીકીના સમીપમાં ન હોય, ઊંડું ન હોય, અત્યંત સ્રાવવાળું ન હોય, વેદના વગરનું હોય અને એક જ હોય, તે કોઈ સમયે સાધ્ય થાય છે; પણ જે સવ્રણશુક્ર કીકીના સમીપમાં, ઊંડું, વેદનાવાળું, અત્યંત સ્રાવવાળું અને જોડારૂપ હોય તે કદી સાધ્ય થતું નથી. ૪

અવ્રણશુક્રનાં લક્ષણો તથા સાધ્યતા

सितं यदाभात्यसितप्रदेशे
स्यन्दात्मकं नातिरुगश्रुयुक्तम् ।
वैहायसाल्पाभ्रदलानुकारि
तदव्रणं साध्यतमं वदन्ति ॥५॥

કાળા ડોળામાં અભિષ્યંદથી (અભિષ્યંદનાં લક્ષણો આ પછીના અધ્યાયમાં કહેવાશે, તેથી) થયેલું જે ફૂલું આકાશમાં રહેલા વાદળાના નાના ટુકડા જેવું સફેદ દેખાતું હોય, અત્યંત પીડાવાળું ન હોય અને અશ્રુઓથી યુક્ત હોય, તે **અવ્રણશુક્ર** કહેવાય છે. આવું અવ્રણશુક્ર અત્યંત સાધ્ય છે એમ કહેવાય છે. (જોકે નેત્રના સઘળા રોગો અભિષ્યંદથી થાય છે, તોપણ આ ફૂલું તો અભિષ્યંદથી જ થાય છે, એવો નિયમ જણાવવા 'અભિષ્યંદથી થયેલું' એ વિશેષણ આપ્યું છે; આ રુધિરજન્ય છે.) ૫

અવ્રણશુક્ર સાધ્ય છતાં કષ્ટસાધ્ય પણ છે

गम्भीरजातं बहलं च शुक्रं
चिरोत्थितं चापि वदन्ति कृच्छ्रम् ॥

જે અવ્રણશુક્ર ઊંડું, જાડું અને લાંબા કાળથી થયેલું હોય, તે કષ્ટસાધ્ય પણ કહેવાય છે. ૬

અવ્રણશુક્રની અમુક સ્થિતિ અસાધ્ય છે

विच्छिन्नमध्यं पिशितावृतं वा
चलं शिरासक्तमदृष्टिकृच्च ।
द्वित्वग्गतं लोहितमन्ततश्च
चिरोत्थितं चापि विवर्जनीयम् ॥
उष्णाश्रुपातः पिडका च कृष्णे
यस्मिन्भवेन्मुद्गनिभं च शुक्रम् ।
तदप्यसाध्यं प्रवदन्ति केचि-
दन्ये च यत्तित्तिरिपक्षतुल्यम् ॥७॥

જે અવ્રણશુક્ર માંસ વીંખાઈ જવાથી ઊંડા મધ્યવાળું કે મધ્યમાં છિદ્રવાળા જેવું હોય અથવા માંસથી વીંટાયેલું, ચંચળ, શિરામાં લાગી રહેલું,

પદાર્થો ન દેખાય એવું, બે પટલોમાં પહોંચેલું, છેડામાં રાતું અને લાંબા કાળથી થયેલુ હોય, તે અસાધ્ય છે; માટે તેની ચિકિત્સા કરવી નહિ. (માત્ર બે પટલોમાં પહોંચેલુ કે લાંબા કાળથી થયેલુ હોય, તો કષ્ટસાધ્ય છે; આમ છતાં ઉપર કહેલાં વિશેષણોવાળું હોય, તો અસાધ્ય છે.) કેટલાક આચાર્યો કહે છે કે, 'જો નેત્રમાંથી ઊનાં આંસુઓ પડતાં હોય, ફોડલી થઈ હોય અને ફૂલું મગ જેવા આકારવાળું હોય, તો તે પણ અસાધ્ય છે.' બીજા કેટલાક આચાર્યો તો એમ કહે છે કે, 'તેતરની પાંખ જેવું થઈ ગયું હોય, તે અવ્રણ-શુક્ર પણ અસાધ્ય થાય છે.' ૭

અક્ષિપાકાત્યયનાં લક્ષણો

संछाद्यते श्वेतनिभेन सर्व-
दोषेण यस्यासितमण्डलं तु ।
तमक्षिपाकात्ययमक्षिकोप-
समुत्थितं तीव्ररुजं वदन्ति ॥ ८ ॥

અભિષ્યંદથી ઉત્પન્ન થયેલું, તીવ્ર વેદનાવાળું અને જેમાં સર્વ દોષોએ ઉત્પન્ન કરેલા સફેદ જેવા આકારથી કાળો ડોળો સારી પેઠે ઢંકાઈ ગયો હોય, એવું જે આંખનું દરદ થાય છે, તેને **અક્ષિપાકાત્યય** કહે છે. (આ સન્નિપાત-જન્ય અને અસાધ્ય છે.) ૮

અજકાજાતનાં લક્ષણો

अजापुरीषप्रतिमो रुजावान्
सलोहितो लोहितपिच्छिलास्रः ।
विदार्य कृष्णं प्रचयोऽभ्युपैति
तं चाजकाजातमिति व्यवस्येत् ॥९॥

બકરીની લીંડી જેવી, પીડાવાળી, કાંઈક રતાશવાળી અને લાલ તથા ચીકણાં અશ્રુવાળી જે ઊંચાઈ, કાળા ડોળાને ચીરીને પ્રાપ્ત થાય છે, તે **અજકાજાત** કહેવાય છે. (આ ઊંચાઈ મેદની થાય છે, એમ સમજવું; કારણ કે વિદેહ રાજાએ ઊંચાઈની ઉત્પત્તિ ત્રીજા પટલમાં કહેલી છે. આ રુધિરજન્ય અને અસાધ્ય છે.) ૯

## અધ્યાય ૬ ઠ્ઠો

ઉપક્રમ

अथातः सर्वगतरोगविज्ञानीयमध्यायं व्याख्यास्यामः। यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

હવે શિષ્યોના પૂછવાથી 'સર્વગતરોગ-વિજ્ઞાનીય'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

નેત્રના સત્તર રોગો અને અભિષ્યંદોની ચિકિત્સા

स्यन्दास्तु चत्वार इहोपदिष्टा-
स्तावन्त एवेह तथाधिमन्थाः ।
शोफान्वितोऽशोफयुतश्च पाका-
वित्येवमेते दश सम्प्रदिष्टाः ॥
हताधिमन्थोऽनिलपर्ययश्च
शुष्काक्षिपाकोऽन्यत एव वातः ।
दृष्टिस्तथाम्लाध्युषिता शिराणा-
मुत्पातहर्षावपि सर्वभागाः ॥
प्रायेण सर्वे नयनामयास्ते
भवन्त्यभिष्यन्दनिमित्तमूलाः ।
तस्मादभिष्यन्दमुदीर्यमाण-
मुपाचरेदाशु हिताय धीमान् ॥ २ ॥

વાતાભિષ્યંદ, પિત્તાભિષ્યંદ, કફાભિષ્યંદ, રક્તાભિષ્યંદ, વાતાધિમંથ, પિત્તાધિમંથ, કફાધિમંથ, રક્તાધિમંથ, સશોફપાક, અશોફપાક, હતાધિમંથ, વાતપર્યય, શુષ્કાક્ષિપાક, અન્યતોવાત, અમ્લાધ્યુષિત, શિરોત્પાત અને શિરાહર્ષ, એ સત્તર રોગો સઘળાં નેત્રમાં થાય છે. સઘળા નેત્ર-રોગો ઘણું કરીને અભિષ્યંદોથી થાય છે; માટે બુદ્ધિમાન વૈદ્યે ઉત્પન્ન થતા અભિષ્યંદોની તુરત

[1] સઘળા નેત્રમા થતા રોગોનાં નામો તથા લક્ષણો જણાવવા વિષેનો.

જ ચિકિત્સા કરવી જોઈએ, જેથી હિત થાય. ૨

વાતાભિષ્યંદનાં લક્ષણો

निस्तोदनं स्तम्भनरोमहर्ष-
सङ्घर्षपारुष्यशिरोऽभितापाः ।
विशुष्कभावः शिशिराश्रुता च
वाताभिपन्ने नयने भवन्ति ॥ ३ ॥

સોય વડે ભોંકાયા જેવી વ્યથા, સ્તબ્ધતા, રૂંવાડાંઓનું ઊભું થવું, નેત્રોનું કરકરીથી યુક્ત હોવાપણું, નેત્રોની રૂક્ષતા, માથામાં વ્યથા, નેત્રોનું ચીપડાથી રહિતપણું અને અશ્રુઓની ટાઢાશ; એટલાં ચિહ્નો થયાં હોય, તો જાણવું કે નેત્રમાં **વાતાભિષ્યંદ** થયો છે. (આ વાયુજન્ય અને સાધ્ય છે.) ૩

પિત્તાભિષ્યંદના લક્ષણો

दाहप्रपाकौ शिशिराभिनन्दा
धूमायनं बाष्पसमुच्छ्रयश्च ।
उष्णाश्रुता पीतकनेत्रता च
पित्ताभिपन्ने नयने भवन्ति ॥ ४ ॥

નેત્રમાં બળતરા તથા પાકવું, શીતળ પદાર્થોની ઇચ્છા, નેત્રમાંથી જાણે ધુમાડા નીકળતા હોય એવું જણાવું, આંસુઓનો અતિસ્રાવ, ઊનાશ અને નેત્રોની પીળાશ, એ ચિહ્નો ઉપરથી જાણવું કે નેત્રમાં **પિત્તાભિષ્યંદ** થયો છે. (આ પિત્તજન્ય અને સાધ્ય છે.) ૪

કફાભિષ્યંદનાં લક્ષણો

उष्णाभिनन्दा गुरुताक्षिशोफः
कण्डूपदेहौ सिततातिशैत्यम् ।
स्रावो मुहुः पिच्छिल एव चापि
कफाभिपन्ने नयने भवन्ति ॥ ५ ॥

ઊના પદાર્થોની ઇચ્છા, ભારેપણું, આંખોમાં સોજો, ખરજ, ચીપડાઓથી ખરડાયેલાપણું, સફેદાઈ, અત્યંત શીતળતા અને વારંવાર ચીકણો સ્રાવ, એ ચિહ્નો ઉપરથી જાણવું કે નેત્રમાં **કફાભિષ્યંદ** થયો છે. (આ કફજન્ય તથા સાધ્ય છે.) ૫

રક્તાભિષ્યંદનાં લક્ષણો

ताम्राश्रुता लोहितनेत्रता च
राज्यः समन्तादतिलोहिताश्च ।
पित्तस्य लिङ्गानि च यानि तानि
रक्ताभिपन्ने नयने भवन्ति ॥ ६ ॥

આંસુઓની રતાશ, નેત્રોની લાલાશ, નેત્રમાં ચોતરફ અત્યંત રાતી રેખાઓ અને ઉપરના ચોથા વિષયમાં કહેલાં પિત્તાભિષ્યંદનાં લક્ષણો, એ ચિહ્નો ઉપરથી જાણવું કે નેત્રમાં **રક્તાભિષ્યંદ** થયો છે. (આ રુધિરજન્ય તથા સાધ્ય છે.)

ચારે અધિમંથો અભિષ્યંદોથી થાય છે

वृद्धैरेतैरभिष्यन्दैर्नराणामक्रियावताम् ।
तावन्तस्त्वधिमन्थाः स्युर्नयने तीव्रवेदनाः ॥७॥

જે માણસો અભિષ્યંદોની ઉપર ઔષધાદિ ઉપચારો ન કરે, તેઓને એ અભિષ્યંદોની વૃદ્ધિ થતાં આંખોમાં તીવ્ર વેદનાવાળા ચાર અધિમંથો થાય છે. (વાતાભિષ્યંદની વૃદ્ધિથી વાયુ સંબંધી તીવ્ર વેદનાઓવાળો વાતાધિમંથ થાય છે, પિત્તાભિષ્યંદની વૃદ્ધિથી પિત્ત સંબંધી તીવ્ર વેદનાઓવાળો પિત્તાધિમંથ, કફાભિષ્યંદની વૃદ્ધિથી કફ સંબંધી તીવ્ર વેદનાઓવાળો કફાધિમંથ અને રક્તાભિષ્યંદની વૃદ્ધિથી રુધિર સંબંધી તીવ્ર વેદનાઓવાળો રક્તાધિમંથ થાય છે.) ૭

સઘળા અધિમંથોનાં સામાન્ય લક્ષણો

उत्पाट्यत इवात्यर्थं नेत्रं निर्मथ्यते तथा ।
शिरसोऽर्द्धं तु तं विद्यादधिमन्थं स्वलक्षणैः ॥८॥

જે અધિમંથ જે અભિષ્યંદથી થયો હોય, તે અધિમંથમાં તે અભિષ્યંદનાં લક્ષણો હોવા ઉપરાંત નેત્ર અને અરધું માથું જાણે અત્યંત ઉખેડી કે ફાડી નાખવામાં આવતું હોય તથા અત્યંત મથી નખાતું હોય એવી વેદના થાય છે. (માથાનો અરધો

ભાગ તથા નેત્ર જાણે ઉખેડી, ફાડી કે મથી નખાતાં હોય, એવી વેદના થવી, એટલી અભિધ્યદોથી અધિમંથોની જુદાઈ છે. આ જુદા પ્રકારની વેદનારૂપ લક્ષણ, ચારે અધિમંથોમાં સરખાં છે. માથાના અર્ધભાગમાં વેદના વ્યાધિના પ્રભાવથી થાય છે એમ સમજવું.) ૮

વાતાધિમંથનાં ખાસ લક્ષણો

नेत्रमुत्पाट्यत इव मथ्यतेऽरणिवच्च यत्।
सङ्घर्षतोदनिर्भेदमांससंरब्धमाविलम्॥
कुञ्चनास्फोटनाध्मानवेपथुव्यथनैर्युतम्।
शिरसोऽर्द्धं च येन स्यादधिमन्थः स मारुतात्॥

નેત્ર જાણે ઉખેડી નખાતું હોય તથા અરણીની પેઠે મથાતું હોય એવી વેદના થાય, તેમજ જાણે કરકરીઓથી યુક્ત થયું હોય તેમ પીડાય, સોય વડે ભોંકાયા જેવી વ્યથાથી તથા ભેદાયા જેવી વ્યથાથી યુક્ત થાય, માંસના સોજાવાળું થાય તથા મલિન થઈ જાય અને અરધું માથું સંકોચાવા જેવી વ્યથાથી, ફાટથી, સોજાના જેવી વ્યથાથી, કંપથી તથા એવા જ પ્રકારની વાતજન્ય વ્યથાઓથી યુક્ત થયું હોય, તો જાણવું કે **વાતાધિમંથ** થયો છે. (આ વાયુજન્ય તથા સાધ્ય છે.)

પિત્તાધિમંથનાં ખાસ લક્ષણો

रक्तराजिचितं स्रावि वह्निनेवावदह्यते।
यकृत्पिण्डोपमं दाहि क्षारेणाक्तमिव क्षतम्॥
प्रपक्वोच्छूनवर्णान्तं सस्वेदं पीतदर्शनम्।
मूर्छाशिरोदाहयुतं पित्तेनाक्ष्यधिमन्थितम्॥१०॥

નેત્ર રાતી રેખાઓથી વ્યાપ્ત થાય, સ્ત્ર્યા કરે, જાણે અગ્નિથી દાહ પામતું હોય એવું જણાય, જમણા પડખાની ગાંઠના પિંડ જેવું થઈ જાય, ક્ષારથી ખરડાયેલા જખમની પેઠે બળતરાથી યુક્ત થાય, છેડાઓમાં પાક તથા સોજાથી યુક્ત થાય, પાકા તથા જાડા વર્ણવાળું થઈ જાય, સ્વેદવાળું થઈ જાય, સઘળા પદાર્થોને પીળા પીળા જેયા કરે, મૂર્છા આવે તથા માથામાં દાહ થાય, તો જાણવું કે, **પિત્તાધિમંથ** થયો છે. (આ પિત્તજન્ય તથા સાધ્ય છે.) ૧૦

કફાધિમંથનાં ખાસ લક્ષણો

शोफवन्नातिसंरब्धं स्रावकण्डूसमन्वितम्।
शैत्यगौरवपैच्छिल्यदूषिकाहर्षणान्वितम्॥
रूपं पश्यति दुःखेन पांशुपूर्णमिवाविलम्।
नासाध्मानशिरोदुःखयुतं श्लेष्माधिमन्थितम्॥

નેત્ર સોજાવાળું, કાંઈક ઓછી ઉગ્રતાવાળું, સ્રાવવાળું, ખરજવાળું, શીતળતાવાળું, ભારેપણાવાળું, ચીકાશવાળું, ચીપડાઓવાળું, ફૂલી ગયેલા જેવું, જાણે રજથી ભરપૂર થઈ ગયું હોય એવું, મલિન તથા સઘળા પદાર્થોનાં રૂપોને માંડ માંડ દેખે એવું થઈ જાય અને નાક ફૂલી જાય તથા માથામાં ફાટ વગેરે વેદના થાય, તો જાણવું કે **કફાધિમંથ** થયો છે. (આ કફજન્ય તથા સાધ્ય છે.) ૧૧

રક્તાધિમંથનાં ખાસ લક્ષણો

बन्धुजीवप्रतीकाशं ताम्यति स्पर्शनाक्षमम्।
रक्तास्रावं सनिस्तोदं पश्यत्यग्निनिभा दिशः॥
रक्तमग्नारिष्टवच्च कृष्णभागश्च लक्ष्यते।
यद्दीप्तं रक्तपर्यन्तं तद्रक्तेनाधिमन्थितम्॥१२॥

નેત્ર બપોરિયાના ફૂલ જેવું થઈ જાય, ગ્લાનિ પામે, સ્પર્શ સહન કરી શકે નહીં, રાતા સ્રાવને સ્ત્ર્યા કરે, ભોંકાયા જેવી વ્યથાથી યુક્ત રહ્યા કરે, સઘળી દિશાઓને અગ્નિ જેવી દેખે, દીપ્ત થઈ જાય તથા રાતા છેડાઓવાળું થઈ જાય અને કાળો ડોળો રુધિરમાં ડૂબેલા અરીઠા જેવો દેખાય, તો જાણવું કે **રક્તાધિમંથ** થયો છે. (આ રુધિરજન્ય તથા સાધ્ય છે.) ૧૨

અધિમંથોના ઉપચારોમાં ભૂલથી દૃષ્ટિનાશ

हन्याद्दृष्टिं सप्तरात्रात्कफोत्थो-
ऽधीमन्थोऽसृक्सम्भवः पञ्चरात्रात्।
षड्रात्राद्वा मारुतोत्थो निहन्या-
न्मिथ्याचारात्पैत्तिकः सद्य एव॥१३

જો વૈદ્યની કે રોગીની ભૂલથી ખોટા ઉપચાર થાય, તો કફાધિમંથ સાત રાતમાં, રક્તાધિમંથ પાંચ રાતમાં, વાતાધિમંથ છ રાતમાં અને પિત્તાધિમંથ ત્રણ રાતમાં, દૃષ્ટિને હણી નાખે છે. ૧૩

સશોફપાકનાં લક્ષણો

कण्डूपदेहाश्रुयुतः पक्वोदुम्बरसन्निभः ।
दाहसंहर्षताम्रत्वशोफनिस्तोदगौरवैः ॥
जुष्टो मुहुः स्रवेच्चास्रमुष्णशीतं सपिच्छिलम् ।
संरम्भी पच्यते यश्च नेत्रपाकः सशोफकः ॥१४॥

જે નેત્ર ખરજથી યુક્ત, ચીપડાથી ખરડાયેલ, અશ્રુઓથી યુક્ત, પાકેલાં ઉંબરાનાં ફળ જેવું રાતું, સોજાવાળું, બળતરાવાળું, ફૂલી ગયેલા જેવું, રતાશથી યુક્ત, સોજામાં ભોંકાયા જેવી વ્યથાથી યુક્ત, ભારેપણાવાળું, વારંવાર ઊનાં, ટાઢાં તથા ચીકણાં આંસુને સ્ત્રવ્યા કરતું હોય અને પાકવાળું થઈ ગયું હોય, તો જાણવું કે **સશોફપાક** થયો છે (આ સન્નિપાતજન્ય અને સાધ્ય છે.)

અશોફપાકનાં લક્ષણો

शोफहीनानि लिङ्गानि नेत्रपाके त्वशोफजे ॥१५॥

ઉપર કહેલાં સશોફપાકનાં સઘળાં લક્ષણો થયાં હોય પણ કેવળ સોજો ન થયો હોય, તો જાણવું કે અશોફપાક થયો છે. ૧૫

હતાધિમંથનું લક્ષણ

उपेक्षणादक्षि यदाऽधिमन्थो
वातात्मकः शोषयति प्रसह्य ।
रुजाभिरुग्राभिरसाध्य एष
हताधिमन्थो गदितो गदो हि ॥
अन्तः शिराणां श्वसनः स्थितो दृष्टिं प्रतिक्षिपन् ।
हताधिमन्थं जनयेत्तमसाध्यं विदुर्बुधाः ॥१६॥

વાતાભિષ્યંદથી થયેલો અધિમંથ, યોગ્ય ઉપચારોની ઉપેક્ષા કરવાથી જ્યારે ઉગ્ર વેદનાઓ કરી આંખને બળાત્કારે સૂકવી નાખી નષ્ટ કરે છે, ત્યારે એ અધિમંથ હતાધિમંથ કહેવાય છે અને જે અધિમંથ થતાં શિરાઓની અંદર રહેલો વાયુ ઉગ્ર વેદનાઓ કરીને આંખને બહાર કાઢી નાખે છે, એ અધિમંથ પણ હતાધિમંથ કહેવાય છે. (આ બન્ને પ્રકારનો અધિમંથ વાયુજન્ય અને અસાધ્ય છે.) ૧૬

વાતપર્યાયનાં લક્ષણો

पक्ष्मद्वयाक्षिभ्रुवमाश्रितस्तु
यत्रानिलः संचरति प्रदुष्टः ।
पर्यायशश्चापि रुजः करोति
तं वातपर्यायमुदाहरन्ति ॥१७॥

બે પાંપણો, નેત્રો તથા ભમરોમાં રહેલો દુષ્ટ વાયુ, એ પાંપણો વગેરેમાં ફરી ફરીને કોઈ સમયે પાંપણોમાં, કોઈ સમયે નેત્રોમાં અને કોઈ સમયે ભમરોમાં અનેક પ્રકારની તીવ્ર વેદનાઓ ઉત્પન્ન કરે છે, એ રોગ **વાતપર્યાય** કહેવાય છે. (આ વાયુજન્ય અને સાધ્ય છે.) ૧૭

શુષ્કાક્ષિપાકનાં લક્ષણો

यत्कूणितं दारुणरूक्षवर्त्म
संदह्यते चाविलदर्शनं यत् ।
सुदारुणं यत्प्रतिबोधने च
शुष्काक्षिपाकोपहतं तदक्षि ॥१८॥

પાંપણો દારુણ તથા રૂક્ષ થઈ જાય, આંખ સંકોચાયેલી રહે, બળતરા થાય, આંખથી જે દેખાય તે મેલું જ દેખાય અને ઉઘાડવાના સમયમાં આંખ અત્યંત વિકૃત દેખાય, એ રોગ **શુષ્કાક્ષિપાક** કહેવાય છે. (આ વાયુજન્ય અને સાધ્ય છે.) ૧૮

અન્યતોવાતનાં લક્ષણો

यस्यावटूकर्णशिरोहनुस्थो
मन्यागतो वाप्यनिलोऽन्यतो वा ।
कुर्याद्रुजोऽति भ्रुवि लोचने वा
तमन्यतोवातमुदाहरन्ति ॥१९॥

ઘાંટામાં, કાનમાં, માથામાં, હડપચીમાં, બોચીમાં કે પીઠ વગેરે બીજા સ્થળમાં રહેલો દુષ્ટ વાયુ ભમર અથવા નેત્રમાં અત્યંત વેદના ઉત્પન્ન કરે છે, એ રોગ **અન્યતોવાત** કહેવાય છે. (આ વાયુજન્ય છે તેમ જ અન્ય સ્થળમાં રહેલો દુષ્ટવાયુ અન્ય સ્થળમાં વેદના ઉત્પન્ન કરે છે, તેથી આ રોગનું 'અન્યતોવાત' એ નામ સાર્થક છે.) ૧૯

અમ્લાધ્યુષિતનાં લક્ષણો

अम्लेन शुक्तेन विदाहिना वा
संछाद्यते सर्वत एव नेत्रम् ।
शोफान्वितं लोहितकैः सनीलै-
रेतादृगम्लाध्युषितं वदन्ति ॥२०॥

અત્યંત ખાટું અથવા વિદાહી અન્નાદિક ખાવામાં આવતાં નેત્ર કાંઈક કાળાશવાળી રતાશથી ચોમેર ઢંકાઈ જાય છે અને સોજાવાળું થાય છે, એ રોગ **અમ્લાધ્યુષિત** કહેવાય છે. (આ પિત્તજન્ય અને સાધ્ય છે.) ૨૦

શિરોત્પાતનાં લક્ષણો

अवेदना वापि सवेदना वा
यस्याक्षिराज्यो हि भवन्ति ताम्राः ।
मुहुर्विरज्यन्ति च ताः समन्ताद्
व्याधिः शिरोत्पात इति प्रदिष्टः ॥२१॥

નેત્રની શિરાઓ વેદના વગરની અથવા વેદનાવાળી રહી રાતી થઈ જાય અને વળી વારંવાર ચોમેર વિકૃત વર્ણવાળી થઈ જાય, એ રોગ **શિરોત્પાત** કહેવાય છે. (આ રુધિરજન્ય અને સાધ્ય છે.) ૨૧

શિરાહર્ષનાં લક્ષણો

मोहाच्छिरोत्पात उपेक्षितस्तु
जायेत रोगस्तु शिराप्रहर्षः ।
ताम्राच्छमस्रं स्रवति प्रगाढं
तथा न शक्नोत्यभिवीक्षितुं च ॥२२॥

જો પ્રમાદથી શિરોત્પાતની ઉપેક્ષા કરવામાં આવે, તો તે શિરોત્પાતજ **શિરાહર્ષ** થાય છે; જે શિરાહર્ષ થતાં રાતાં તથા આછાં આંસુઓનો અત્યંત સ્રાવ થાય છે અને નેત્રથી જોઈ શકાતું નથી. (આ રુધિરજન્ય અને સાધ્ય છે.) ૨૨

## અધ્યાય ૭ મો.

ઉપક્રમ

**अथातो दृष्टिगतरोगविज्ञानीयमध्यायं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥**

હવે શિષ્યોના પૂછવાથી 'દૃષ્ટિગતરોગવિજ્ઞાનીય'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

**આંખની કીકીનું માપ, કારણ તથા લક્ષણ**

**मसूरदलमात्रां तु पञ्चभूतप्रसादजाम् ।
खद्योतविस्फुलिङ्गाभां सिद्धां तेजोभिरव्ययैः ॥
अवृत्तां पटलेनाक्ष्णोर्बाह्येन विवराकृतिम् ।
शीतसात्म्यां नृणां दृष्टिमाहुर्नयनचिन्तकाः ॥२॥**

આંખની કીકી મસૂરની દાળ જેવડી છે. પાંચે મહાભૂતોના સારથી ઉત્પન્ન થયેલી છે. પાંચે મહાભૂતોના સારોવાળી છતાં તેજના અધિક સારોથી ગોઠવાયેલી છે, નિમેષો આવે ત્યારે પતંગિયા જેવી લાગે છે, પતંગિયા જેવી છતાં લાંબા કાળ સુધી સ્થિર રહે એવા તેજના સારોથી ગોઠવાયેલી હોવાથી દિવસે પણ પ્રકાશિત રહે છે. જેમ પતંગિયું તેજવાળું છતાં કોઈને બાળતું નથી, તેમ કોઈને બાળતી નથી. પાંપણો ખુલ્લી હોય, ત્યારે અગ્નિના તણખા જેવી પ્રકાશે છે અને રસ તથા લોહીના આશ્રયથી રહેલા બહારના પટલથી વીંટાયેલી છે. એ પટલના આછાપણાથી રૂપોનું ગ્રહણ કરવામાં તે પ્રહાર પામતી નથી, જાણે છિદ્રવાળી હોય એવા આકારવાળી

[1] કીકીના સ્વરૂપ અને રોગોની સમજણ વિષેનો.

છે, તેને સર્વદા શીત જ અનુકૂળ રહે છે અને તેજોમય છતાં સ્વભાવના બળથી શીત સાથે વિરોધ ધરાવતી નથી; એમ નેત્રના વિષયમાં વિદ્વત્તા ધરાવનારા શાલાક્યશાસ્ત્રીઓ કહે છે. ૨

દૃષ્ટિના રોગો તથા લક્ષણો કહેવાની પ્રતિજ્ઞા

रोगांस्तदाश्रयान्घोरान्षट् च षट् च प्रवक्ष्महे ।
पटलानुप्रविष्टस्य तिमिरस्य च लक्षणम् ॥ ३ ॥

હવે દૃષ્ટિમાં પેઠેલા દુષ્ટ દોષના સ્વભાવરૂપ તિમિરનું લક્ષણ અને દૃષ્ટિમાં થતા બાર ભયંકર રોગોનાં લક્ષણો પણ કહીએ છીએ. ૩

પહેલા પટલમાં રહેલા દોષનાં લક્ષણો

शिराभिरभिसम्प्राप्य विगुणोऽभ्यन्तरे भृशम् ॥
प्रथमे पटले दोषो यस्य दृष्टौ व्यवस्थितः ।
अव्यक्तानि स रूपाणि सर्वाण्येव प्रपश्यति ॥ ४ ॥

અત્યંત દુષ્ટ થયેલો દોષ જેની દૃષ્ટિમાં શિરાઓ દ્વારા અંદર પેસી પહેલા (સૌથી અંદરના અસ્થિના આશ્રયે રહેલા) પટલમાં રહ્યો હોય, તે માણસ સઘળાં રૂપોને ઝાંખાં દેખે છે અને દોષ ઓછો હોય, તો કોઈ સમયે સ્પષ્ટ પણ દેખે છે. ૪

બીજા પટલમાં રહેલા દોષનાં લક્ષણો

दृष्टिर्भृशं विह्वलति द्वितीयं पटलं गते ।
मक्षिका मशकान्केशाञ्जालकानीव पश्यति ।
मण्डलानि पताकाश्च मरीचीः कुण्डलानि च ॥
परिप्लवांश्च विविधान्वर्षमभ्रं तमांसि वा ।
दूरस्थान्यपि रूपाणि मन्यते च समीपतः ॥
समीपस्थानि दूरे च दृष्टेर्गोचरविभ्रमात् ।
यत्नवानपि चात्यर्थं सूचीपाशं न पश्यति ॥ ५ ॥

દોષ જો બીજા (મેદના આશ્રયે રહેલા) પટલમાં આવ્યો હોય, તો દૃષ્ટિ પહેલાંના કરતાં વધારે વિકૃત થઈ જાય છે. એટલે માખીઓ, મચ્છરો તથા વાળોને કરોળિયાએ રચેલાં જાળાં જેવાં જુએ છે; વર્તુલ પદાર્થો, પતાકાઓ, કિરણો, કુંડલો, નક્ષત્રાદિ અને પડછાયા વગેરેના સંચારોને ઊંચે, નીચે, આડા રહેલા તથા અનેક વર્ણોવાળા દેખે છે; વરસાદ, વાદળાં તથા અંધકાર ન હોય તોપણ જાણે હોય એવાં જુએ છે; રૂપોનું સાચું ગ્રહણ નહિ કરવારૂપ વિભ્રમ થવાથી દૂર રહેલાં રૂપો સમીપમાં રહેલાં જણાય છે, સમીપમાં રહેલાં રૂપો દૂર રહેલાં દેખાય છે અને અત્યંત યત્ન કર્યા છતાં સોયનું નાકું દેખાતું નથી. ૫

ત્રીજા પટલમાં રહેલા દોષનાં લક્ષણો

ऊर्ध्वं पश्यति नाधस्तात्तृतीयं पटलं गते ।
महान्त्यपि च रूपाणि च्छादितानीव वाससा ॥
कर्णनासाक्षियुक्तानि विपरीतानि वीक्षते ।
यथादोषं च रज्येत दृष्टिर्दोषे बलीयसि ॥
अधःस्थिते समीपस्थं दूरस्थं चोपरिस्थिते ।
पार्श्वस्थिते तथा दोषे पार्श्वस्थानि न पश्यति ॥
समन्ततः स्थिते दोषे सङ्कुलानीव पश्यति ।
दृष्टिमध्यगते दोषे महद्ध्रस्वं च पश्यति ॥
दोषे दृष्टिस्थिते तिर्यक् स एकं मन्यते द्विधा ।
द्विधा स्थिते त्रिधा पश्येद्बहुधा चानवस्थिते ॥ ६ ॥

દોષ જો ત્રીજા (માંસના આશ્રયે રહેલા) પટલમાં આવ્યો હોય, તો જે ઊંચે હોય તે જોવામાં આવે છે, પણ જે નીચે હોય તે જોવામાં આવતું નથી. ઊંચે રહેલાં જે રૂપો જોવામાં આવે છે, તેઓ અત્યંત મોટાં હોય તોપણ જાણે વસ્ત્રોથી ઢંકાયેલાં હોય, એવાં જોવામાં આવે છે. કાનવાળાં, નાકવાળાં તથા નેત્રોવાળાં શરીરો જાણે કાન, નાક અને નેત્રોથી રહિત હોય એવાં અથવા કાન વગેરેમાં વિકૃતિવાળાં હોય એવાં જોવામાં આવે છે. જો દોષ બળવાન હોય, તો દૃષ્ટિ દોષના સ્વભાવ પ્રમાણે રંગાઈ જાય છે. દોષ જો નીચેના ભાગમાં રહ્યો હોય તો સમીપમાં રહેલા પદાર્થો, જો ઊંચેના ભાગમાં રહ્યો હોય તો દૂર રહેલા પદાર્થો અને દોષ જો બાજુના ભાગમાં રહ્યો હોય તો બાજુમાં રહેલા પદાર્થો

જોવામાં આવતા નથી. દોષ જો ચોમેર રહ્યો હોય તો ઉપર, નીચે તથા બાજુમાં રહેલા પદાર્થો જુદા જુદા છતાં પણ મિશ્રિત જેવા જોવામાં આવે છે. દોષ જો દૃષ્ટિના મધ્યમાં રહ્યો હોય, તો મોટા પદાર્થો નાના જોવામાં આવે છે. દોષ જો દૃષ્ટિમાં આડો રહ્યો હોય તો એક પદાર્થ બે પદાર્થો જેવો, દોષ જો દૃષ્ટિના બે ભાગમાં રહ્યો હોય તો એક પદાર્થ ત્રણ પદાર્થો જેવો અને દોષ જો અનિયમિત રીતે રહ્યો હોય તો એક પદાર્થ ઘણા પદાર્થો જેવો દેખાય છે. ૬

ચોથા પટલમાં રહેલા દોષનાં લક્ષણો

तिमिराख्यः स वै दोषश्चतुर्थपटलं गतः ।
रुणद्धि सर्वतो दृष्टिं लिङ्गनाशः स उच्यते ॥
तस्मिन्नपि तमोभूते नातिरूढे महागदे ।
चन्द्रादित्यौ सनक्षत्रावन्तरिक्षे च विद्युतः ॥
निर्मलानि च तेजांसि भ्राजिष्णूनि च पश्यति ।
स एव लिङ्गनाशस्तु नीलिकाकाचसंज्ञितः ॥७॥

જો એ તિમિરાત્મક દોષ દૃષ્ટિના ચોથા (રુધિર તથા રસના આશ્રયે) પટલમાં આવ્યો હોય, તો તે ચોમેરથી દૃષ્ટિ રોકી દે છે. એ સમયે તે દોષ નીલિકાકાચ અને લિંગનાશ એ બે નામોવાળો રોગ કહેવાય છે. અંધકારની ઉપમા ધરાવનારો આ મોટો રોગ, અત્યંત વૃદ્ધિ પામ્યો ન હોય ત્યાં સુધી માણસ અંતરિક્ષમાં ચંદ્ર, સૂર્ય, નક્ષત્રો અને વીજળી દેખે છે, (કેમ કે અંતરિક્ષ પ્રકાશમય હોવાથી અંધકારનું જોર ચાલતું નથી.) અગ્નિ વગેરેનાં નિર્મળ તેજને પણ દેખે છે અને રત્નો તથા સુવર્ણ વગેરે પ્રકાશિત પદાર્થોને પણ દેખે છે. (આ રોગ જૂનો થાય ત્યારે એ ચંદ્રાદિક પદાર્થો પણ જોવામાં આવતા નથી.) ૭

વાયુથી થયેલા તિમિરનાં ખાસ લક્ષણો

तत्र वातेन रूपाणि भ्रमन्तीव स पश्यति ।
आविलान्यरुणाभानि व्याविद्धानि च मानवः ॥८॥

રૂપો જાણે ભમતાં હોય એવાં, મેલાં, અસ્પષ્ટ રતાશવાળાં અને વાંકાં જોવામાં આવતાં હોય, તો જાણવું કે વાયુથી થયેલું તિમિર છે. ૮

પિત્તથી થયેલા તિમિરનાં ખાસ લક્ષણો

पित्तेनादित्यखद्योतशक्रचापतडिद्गुणान् ।
शिखिबर्हविचित्रांश्च नीलकृष्णांश्च पश्यति ॥९॥

સૂર્ય, પતંગિયાં, ઇંદ્રધનુષ અને વીજળીનાં રૂપ મોરપીંછ જેવાં વિચિત્ર, લીલાં અને કાળાં દેખે, તો જાણવું કે પિત્તથી થયેલું તિમિર છે.૯

કફથી થયેલા તિમિરનાં ખાસ લક્ષણો

गौरचामरगौराणि श्वेताभ्रप्रतिमानि च ।
पश्येदसूक्ष्माण्यत्यर्थं व्यभ्रे चैवाभ्रसंप्लवम् ॥
सलिलप्लावितानीव परिजाड्यानि मानवः ।
कफेन पश्येद्रूपाणि स्निग्धानि च सितानि च ॥१०॥

જો રૂપો સફેદ ચામર જેવાં ગૌર, સફેદ વાદળાં જેવાં અત્યંત જાડાં, જળમાં ડૂબેલાં જેવાં, અત્યંત શીતળતાવાળાં, સ્નિગ્ધ તથા સફેદ જોવામાં આવે અને આકાશમાં વાદળાંનો ઘેરાવો નહીં છતાં વાદળાંનો ઘેરાવો જોવામાં આવતો હોય, તો જાણવું કે કફથી થયેલું તિમિર છે.૧૦

રુધિરથી થયેલા તિમિરનાં ખાસ લક્ષણો

तथा रक्तेन रक्तानि तमांसि विविधानि च ।
हरितश्यावकृष्णानि धूमधूम्राणि चेक्षते ॥११॥

જો અનેક પ્રકારના અંધકારો જોવામાં આવતા હોય અને રૂપો રાતાં, હરિત વર્ણવાળાં, થોડીઘણી કાળાશવાળાં અને ધુમાડાથી ઘેરાયેલા જેવાં જોવામાં આવતાં હોય, તો જાણવું કે લોહીથી થયેલું તિમિર છે. (જોકે આ તિમિર લોહીની અંદર રહેલા દોષથી થતું હોવાથી લોહીથી થયેલું કહેવાય નહિ, તોપણ લોહી બહુ હોવાથી તેને લોહીથી થયેલું કહ્યું છે.) ૧૧

સન્નિપાતથી થયેલા તિમિરનાં લક્ષણો

सन्निपातेन चित्राणि विप्लुतानीव पश्यति ।
बहुधा वा द्विधा वापि सर्वाण्येव समन्ततः ।
हीनाधिकाङ्गान्यथवा ज्योतींष्यपि च पश्यति ॥

જો ચોમેર સઘળાં રૂપો વિચિત્ર વર્ણોવાળાં, વીખરાયેલા જેવાં, બબ્બે પ્રકારનાં અથવા ઘણા પ્રકારનાં અને ઓછાં અંગોવાળાં અથવા અધિક અંગોવાળાં જોવામાં આવતાં હોય તથા તારા આદિ પણ તેવાં જોવામાં આવતાં હોય તો જાણવું કે સન્નિપાત(ત્રણે દોષો)થી થયેલું તિમિર છે. (આથી એમ સમજાય છે કે, કેવળ ત્રીજા પટલમાં રહેલા દોષથી જ રૂપો ઓછાં અંગોવાળાં જોવામાં આવે છે એમ નથી, પણ જો સન્નિપાત હોય, તો અન્ય પટલોમાં પણ દોષોની સ્થિતિથી રૂપો ન્યૂનાધિક અંગોવાળાં જોવામાં આવે છે.)

લોહીના સારમિશ્ર પિત્તથી થયેલું તિમિર

पित्तं भवेत्परिम्लायि मूर्छितं रक्ततेजसा ।
पीता दिशस्तथोद्यन्तमादित्यमिव पश्यति ॥
विकीर्यमाणान्खद्योतैर्वृक्षांस्तेजोभिरेव च ॥ १३ ॥

જો સઘળી દિશાઓ પીળી જોવામાં આવતી હોય, સૂર્ય જાણે ઊગતો હોય એવો જોવામાં આવતો હોય અને વૃક્ષો પતંગિયાંથી તથા અગ્નિ વગેરે તેજોથી વ્યાપ્ત થતાં જોવામાં આવતાં હોય તો જાણવું કે લોહીના સારના મિશ્રણવાળા પિત્તથી થયેલું તિમિર છે. આ પિત્ત કોઈ વખતે પોતાની મેળે પણ ક્ષીણ થાય છે. ૧૩

ત્રીજા પટલમાં રહેલા દોષથી દૃષ્ટિના વર્ણો

वक्ष्यामि षड्विधं रागैर्लिङ्गनाशमतः परम् ॥
रागोऽरुणो मारुतजः प्रदिष्टः
पित्तात्परिम्लाय्यथवापि नीलः ।
कफात्सितः शोणितजस्तु रक्तः
समस्तदोषोऽथ विचित्ररूपः ॥१४॥

હવે ત્રીજા પટલમાં રહેલા દોષોના છ પ્રકારના દૃષ્ટિના વર્ણો ઉપરથી વ્યવસ્થા કહું છું; તે પછી (પંદરમા વિષયમાં) છ પ્રકારના લિંગનાશ નામના દૃષ્ટિરોગોનાં લક્ષણો કહીશ. ત્રીજા પટલમાં રહેલા બળવાન વાયુથી દૃષ્ટિનો વર્ણ અરુણ થઈ જાય છે, પિત્તથી નીલ થઈ જાય છે, કફથી સફેદ થઈ જાય છે, લોહીથી લાલ થઈ જાય છે તથા ત્રણે દોષોથી વિચિત્ર થઈ જાય છે, લોહીના સારના મિશ્રણવાળા પિત્તથી ગ્લાનિવાળો થઈ જાય છે. (આ અધ્યાયના છઠ્ઠા વિષયમાં 'જો દોષ બળવાન હોય તો દૃષ્ટિ દોષના સ્વભાવ પ્રમાણે રંગાઈ જાય છે') એમ જે કહ્યું છે તેનું આ વ્યાખ્યાન આપ્યું છે એમ સમજવું. તિમિરો પહેલા કે બીજા પટલમાં હોય તો સાધ્ય છે; ત્રીજા પટલમાં હોય તથા ઉપર પ્રમાણે વર્ણપ્રાપ્તિ થઈ હોય, તો યાપ્ય છે તથા કાચ કહેવાય છે અને ચોથા પટલમાં હોય તો દૃષ્ટિને ચોમેરથી રોકી દેતાં લિંગનાશ અથવા નીલિકાકાચ નામનો દૃષ્ટિરોગ કહેવાય છે. ત્રીજા પટલ સુધી તિમિરોને દૃષ્ટિમાં થતા બાર રોગોમાં નહિ ગણતાં લિંગનાશોનાં પૂર્વરૂપો જેવાં માનેલાં છે. ૧૪

છ પ્રકારના લિંગનાશોનાં લક્ષણો

रक्तलं मण्डलं दृष्टौ स्थूलकाचानलप्रभम् ।
परिम्लायिनि रोगे स्यान्म्लाय्यानीलं च मण्डलम्
दोषक्षयात्कदाचित्स्यात्स्वयं तत्र च दर्शनम् ॥
अरुणं मण्डलं वाताच्चञ्चलं परुषं तथा ।
पित्तान्मण्डलमानीलं कांस्याभं पीतमेव वा ॥
श्लेष्मणा बहलं स्निग्धं शङ्खकुन्देन्दुपाण्डुरम् ।
चलत्पद्मपलाशस्थः शुक्लो बिन्दुरिवाम्भसः ॥
मृद्यमाने च नयने मण्डलं तद्विसर्पति ।
प्रवालपद्मपत्राभं मण्डलं शोणितात्मकम् ॥
दृष्टिरागो भवेच्चित्रो लिङ्गनाशे त्रिदोषजे ।
यथास्वं दोषलिङ्गानि सर्वेष्वेव भवन्ति हि ॥१५॥

જો દૃષ્ટિનું મંડલ જાડા કાચ જેવું સ્થૂળ અને અગ્નિના જેવી તથા કાંઈક નીલતાવાળી પ્રભાવાળું થઈ ગયું હોય, તો જાણવું કે **પરિમ્લાયી લિંગનાશ** થયો છે. આ લિંગનાશમાં કોઈ વખતે પોતાની મેળે જ દોષનો ક્ષય થતાં દૃષ્ટિ પદાર્થોને

જોઈ શકે છે. (આ લોહીના સારથી મિશ્ર થયેલા પિત્તથી થાય છે અને યાપ્ય છે.)

જો દૃષ્ટિનું મંડલ અરુણવાળું, ચંચળ તથા ખરસટ સ્પર્શવાળું થઈ ગયું હોય, તો જાણવું કે **વાતલિંગનાશ** થયો છે. (આ વાયુજન્ય અને યાપ્ય છે.)

જો દૃષ્ટિનું મંડલ કાંઈક નીલતાવાળું, કાંસાના જેવા વર્ણવાળું કે પીળું જ થઈ ગયું હોય, તો જાણવું કે **પિત્તનીલલિંગનાશ** થયો છે. (આ પિત્તથી થાય છે અને સાધ્ય છે.)

જો દૃષ્ટિનું મંડલ જાડું, સ્નિગ્ધ અને શંખ, મોગરો તથા ચંદ્ર જેવું સફેદ વર્ણવાળું થઈ ગયુ હોય, ચલાયમાન થતા કમલપત્ર ઉપર રહેલા જળના સફેદ બિંદુ જેવુ લાગતું હોય અને આંગળીથી નેત્રને ચોળતાં આઘુંપાછું થતું હોય, તો જાણવું કે **કફલિંગનાશ** થયો છે. (આ કફથી થાય છે અને યાપ્ય છે.)

જો દૃષ્ટિનું મંડલ પરવાળા જેવું તથા રાતા કમળની પાંખડી જેવું થઈ ગયું હોય, તો જાણવું કે **રક્તલિંગનાશ** થયો છે. (આ રુધિરજન્ય અને યાપ્ય છે.)

જો દૃષ્ટિનું મંડલ વિચિત્ર વર્ણનું થઈ ગયું હોય તો જાણવું કે, **સાન્નિપાતિક લિંગનાશ** થયો છે. (આ ત્રણે દોષોથી થાય છે અને યાપ્ય છે.)

દરેક લિંગનાશમાં તે લિંગનાશ જે દોષથી થયો હોય, તે દોષનાં બીજાં ચિહ્નો પણ અવશ્ય હોય છે. ૧૫

દૃષ્ટિના બાર રોગોમાં છ લિંગનાશો

**षड् लिङ्गनाशाः षडिमे च रोगा**
**दृष्ट्याश्रयाः षट् च षडेव च स्युः ।**
**तथा नरः पित्तविदग्धदृष्टिः**
**कफेन चान्यस्त्वथ धूमदर्शी ॥**
**यो ह्रस्वजात्यो नकुलान्धता च**
**गम्भीरसंज्ञा च तथैव दृष्टिः ॥ १६ ॥**

ઉપર કહેલા છ લિંગનાશો, પિત્તવિદગ્ધદૃષ્ટિ, શ્લેષ્મવિદગ્ધદૃષ્ટિ, ધૂમદર્શી, હ્રસ્વજાત્ય, નાકુલાંધ્ય અને ગંભીરિકા એ બાર રોગો દૃષ્ટિમાં થાય છે. (તેઓમાં છ લિંગનાશોનાં લક્ષણો તો ઉપર અપાઈ ગયાં છે, માટે હવે પિત્તવિદગ્ધદૃષ્ટિ વગેરે છ રોગોનાં લક્ષણો આપવામાં આવશે.) ૧૬

પિત્તવિદગ્ધદૃષ્ટિનાં લક્ષણો

**पित्तेन दुष्टेन गतेन दृष्टिम्**
**पीता भवेद्यस्य नरस्य दृष्टिः ।**
**पीतानि रूपाणि च मन्यते यः**
**स मानवः पित्तविदग्धदृष्टिः ॥**
**प्राप्ते तृतीयं पटलं तु दोषे**
**दिवा न पश्येन्निशि वीक्षते च ।**
**रात्रौ सशीतानुगृहीतदृष्टिः**
**पित्ताल्पभावात्सकलानि पश्येत् ॥ १७ ॥**

દુષ્ટ થયેલુ પિત્ત, દૃષ્ટિના પહેલા તથા બીજા પટલમાં પ્રાપ્ત થવાથી જે માણસની દૃષ્ટિ પીળી થઈ ગયેલી હોય, તે માણસ સઘળાં રૂપોને પીળાં માને છે અને એ જ પિત્ત ત્રીજા પટલમાં આવતાં માણસ દિવસે દેખતો નથી, પણ રાતે તે સમયના સ્વાભાવિક શીતથી દૃષ્ટિને અનુકૂળતા મળવાથી પિત્ત ઓછું થતાં સઘળા પદાર્થોને દેખે છે. આ બન્ને પ્રકારનો રોગ **પિત્તવિદગ્ધદૃષ્ટિ** કહેવાય છે. (આ પિત્તજન્ય અને સાધ્ય છે.) ૧૭

શ્લેષ્મવિદગ્ધદૃષ્ટિના લક્ષણો

**तथा नरः श्लेष्मविदग्धदृष्टि-**
**स्तान्येव शुक्लानि हि मन्यते तु ॥**
**त्रिषु स्थितो यः पटलेषु दोषो**
**नक्तान्ध्यमापादयति प्रसह्य ।**
**दिवा स सूर्यानुगृहीतदृष्टि-**
**र्वीक्षेत रूपाणि कफाल्पभावात् ॥ १८ ॥**

દુષ્ટ થયેલો (વૃદ્ધિ પામેલો) કફ, દૃષ્ટિના પહેલા તથા બીજા પટલમાં પ્રાપ્ત થવાથી જે માણ-

સની દૃષ્ટિ બગડી ગઈ હોય, તે માણસ સઘળાં રૂપોને સફેદ માને છે. આ રોગ **શ્લેષ્મવિદગ્ધદૃષ્ટિ** કહેવાય છે. એ કફ દૃષ્ટિનાં ત્રણે પટલોમાં આવ્યો હોય, તો બળાત્કારે નક્તાંધ્ય (રાતે આંધળાપણું) કરે છે. દિવસે તો દૃષ્ટિ ઉપર સૂર્યનો અનુગ્રહ થવાથી કફ ઓછો થતાં સઘળાં રૂપોને દેખે છે. આ રીતે આંધળાપણું પણ શ્લેષ્મવિદગ્ધદૃષ્ટિ જ કહેવાય છે. (આ કફજન્ય અને સાધ્ય છે.) ૧૮

ધૂમદર્શીનાં લક્ષણો

शोकज्वरायासशिरोभितापै-
रभ्याहता यस्य नरस्य दृष्टिः ।
सधूमकान्पश्यति सर्वभावां-
स्तं धूमदर्शीति वदन्ति रोगम् ॥ १९॥

શોક, જ્વર, પરિશ્રમ કે માથામાં તડકા વગેરેના સંતાપો થવાથી જે માણસની દૃષ્ટિ આઘાત પામેલી હોય, તે માણસ સઘળા પદાર્થોને ધુમાડાવાળા દેખે છે. આ રોગ **ધૂમદર્શી** કહેવાય છે. (આ પિત્તજન્ય અને સાધ્ય છે.) ૧૯

હ્રસ્વજાત્યનાં લક્ષણો

स ह्रस्वजात्यो दिवसेषु कृच्छ्रा-
द्ध्रस्वानि रूपाणि च यो न पश्येत् ॥२०॥

માણસ જે વિકારથી દિવસે માંડ માંડ દેખે છે અને ઝીણાં રૂપોને તો દેખતો જ નથી, તે વિકાર **હ્રસ્વજાત્ય** કહેવાય છે. (અહીં કેટલાક ગ્રંથકારોએ 'रात्रौ च शीतानुगृहीतदृष्टिः पित्ताल्पभावादपि तानि पश्येत्' એવો ઉત્તરાર્ધ કલ્પીને માન્યું છે કે, 'હ્રસ્વજાત્યવાળો માણસ રાતે દૃષ્ટિને શીતનો અનુગ્રહ મળવાથી પિત્ત ઓછું થતાં સઘળા પદાર્થોને દેખે છે.' તેમ જ ભાવપ્રકાશાદિક ગ્રંથોમાં 'यो वासरे पश्यति कष्टतोऽथ रूपं महद्वापि निरीक्षतेऽल्पम् । रात्रौ पुनर्यः सकलानि पश्येत् स ह्रस्वजात्यो मुनिभिः प्रदिष्टः ॥ ઇત્યાદિ શ્લોકોથી કહ્યું છે કે હ્રસ્વજાત્યવાળો માણસ દિવસે માંડ માંડ દેખે, મોટાં રૂપોને પણ નાનાં દેખે અને રાતે તો સઘળાં રૂપોને તેઓ જેવાં હોય તેવાં જ બરાબર દેખે, એ હ્રસ્વજાત્યરોગ કહેવાય છે.' પરંતુ વિદેહનો ગ્રંથ જોતાં જણાય છે કે, હ્રસ્વજાત્યવાળો માણસ રાતે તો કશું પણ દેખે નહીં.' 'नक्तमन्धास्तु चत्वारो ये पुरस्तात् प्रकीर्तिताः । तेषामसाध्यो नकुलो ह्रस्वजात्यस्तथैव च ॥ એ શ્લોકથી વિદેહે હ્રસ્વજાત્યવાળા માણસને સ્પષ્ટ રીતે નક્તાંધ (રાતે આંધળા)ના ભેદોમાં ગણ્યો છે. આ રોગ પિત્તજન્ય છે અને ચારે પટલોમાં પિત્તના રહેવાના પ્રભાવથી અસાધ્ય છે.) ૨૦

નકુલાંધ્યનાં લક્ષણો

विद्योतते येन नरस्य दृष्टि-
र्दोषाभिपन्ना नकुलस्य यद्वत् ।
चित्राणि रूपाणि दिवा स पश्येत्
स वै विकारो नकुलान्ध्यसंज्ञः ॥ २१ ॥

દૃષ્ટિ દોષોથી વ્યાપ્ત થઈને નોળિયાની દૃષ્ટિ જેવી પ્રકાશે, દિવસે સઘળાં રૂપો વિચિત્ર દેખવામાં આવે અને રાતે તો કશું દેખાય જ નહીં, એ રોગ **નકુલાંધ્ય** કહેવાય છે. (આ સન્નિપાતજન્ય અને અસાધ્ય છે.) ૨૧

ગંભીરિકાનાં લક્ષણો

दृष्टिर्विरूपा श्वसनोपसृष्टा
सङ्कुच्यतेऽभ्यन्तरतश्च याति ।
रुजावगाढा च तमक्षिरोगं
गम्भीरिकेति प्रवदन्ति तज्ज्ञाः ॥ २२ ॥

દૃષ્ટિ વાયુથી પીડાઈને વિકૃત રૂપવાળી રહ્યા કરે, સંકોચ પામ્યા કરે, ઊંડી ઊતરી જાય અને ઊંડી વેદનાથી યુક્ત રહ્યા કરે, એ નેત્રરોગને વિદ્વાન વૈદ્યો **ગંભીરિકા** કહે છે. (આ વાયુજન્ય અને અસાધ્ય છે.) ૨૨

બે આગંતુક રોગોનાં નિદાનો તથા લક્ષણો

बाह्यौ पुनर्द्वाविह सम्प्रदिष्टौ
निमित्ततश्चाप्यनिमित्ततश्च ।
निमित्ततस्तत्र शिरोऽभितापा-
ज्ज्ञेयस्त्वभिष्यन्दनिदर्शनैश्च ॥
सुरर्षिगन्धर्वमहोरगाणां
सन्दर्शनेनापि च भासुराणाम् ।
हन्येत दृष्टिर्मनुजस्य यस्य
स लिङ्गनाशस्त्वनिमित्तसंज्ञः ॥
तत्राक्षि विस्पष्टमिवावभाति
वैदूर्यवर्णा विमला च दृष्टिः ।
विदीर्यते सीदति हीयते वा
नृणामभीघातहता तु दृष्टिः ॥ २३ ॥

આ તંત્રના પહેલા અધ્યાયના ૨૨ મા તથા ૨૩ મા વિષયમાં સનિમિત્તલિંગનાશ અને અનિમિત્તલિંગનાશ એ નામના જે બે બાહ્ય (આગંતુક) નેત્રરોગો કહેલા છે, તેઓનાં નિદાનો તથા લક્ષણો નીચે પ્રમાણે છે.

ઝેરી ફૂલના ગંધવાળા પવનાદિકના સ્પર્શ-રૂપ નિમિત્તથી માથું તપી જતાં જે નેત્રરોગ થાય છે, તે **સનિમિત્તલિંગનાશ** કહેવાય છે. અભિષ્યંદ નામના નેત્રરોગનાં જે લક્ષણો કહ્યાં છે, તે જ લક્ષણો આ રોગનાં પણ થાય છે. (ગદાધર વૈદ્ય કહે છે કે, 'રક્તાભિષ્યંદનાં લક્ષણો ગયા અધ્યાયના છઠ્ઠા વિષયમાં આપેલાં છે, તેઓ ઉપરથી આ રોગને જાણી લેવો.' આ અસાધ્ય છે.)

દેવ, ઋષિ, ગંધર્વ, મોટા નાગ કે બીજા પ્રકાશમય પદાર્થોના આકસ્મિક અને જેમાં તેઓનું સ્વરૂપ બરાબર ઓળખી શકાય નહિ, એવાં દર્શનથી માણસનાં નેત્રોનો નાશ થઈ જાય છે; એ રોગ **અનિમિત્તલિંગનાશ** કહેવાય છે. (દેવ વગેરે લોકો કે મેરુ પર્વત આદિ પદાર્થો ઘણું કરી સર્વ લોકોને પ્રત્યક્ષ થતા નથી; માટે તેઓના આકસ્મિક દર્શનને અનિમિત્તરૂપ માનેલું છે.) અનિમિત્તલિંગનાશ થયો હોય, તો આંખો સ્વસ્થ માણસની આંખો જેવી, લસણિયા મણિના જેવા વર્ણવાળી તથા નિર્દોષ દેખાતા છતાં કશું જોઈ શકતી નથી. (આ અસાધ્ય છે.)

નેત્રો બીજા પણ કોઈ પ્રકારના બહારના અભિઘાતથી ઉપહત થઈને ફાટી જાય, દુઃખિત થઈ જાય કે હીન થઈ જાય, એ રોગને પણ સનિમિત્તલિંગનાશ ગણી લેવો. (જેથી નેત્રરોગો-ની છોતેરની સંખ્યામાં વધારો ન થાય.) ૨૩

નેત્રરોગાદિકનો ઉપસંહાર

इत्येते नयनगता महाविकाराः
संख्याताः पृथगिह षट् च सप्ततिश्च ।
एतेषां पृथगिह विस्तरेण सर्वं
वक्ष्येऽहं तदनु चिकित्सितं च तावत् ॥

આ પ્રમાણે નેત્રોમાં થતા છોતેર મોટા વિકારો નામો આપી આપીને ગણી બતાવ્યા અને તે રોગોનાં નિદાનો તથા લક્ષણો વગેરે પણ જુદાં જુદાં જણાવી આપ્યાં. હવે એ રોગોની બાબતમાં ચિકિત્સાવિભાગ કહેવાનો રહ્યો છે, તે સઘળો વિસ્તારથી કહીશ અને તે પછી તેઓની ચિકિત્સાઓ પણ વિસ્તારથી કહીશ. ૨૪

## અધ્યાય ૮ મો

ઉપક્રમ

अथातश्चिकित्सितप्रविभागविज्ञानीयमध्यायं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥

હવે શિષ્યોના પૂછવાથી 'ચિકિત્સિત-પ્રવિભાગવિજ્ઞાનીય'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

નેત્રરોગોમાં જુદી જુદી ચિકિત્સાઓ

षट्सप्ततिर्येऽभिहिता व्याधयो नामलक्षणैः ।
चिकित्सितमिदं तेषां समासाद्व्यासतः शृणु ॥२॥

[1] કયા કયા નેત્રરોગમાં કઈ કઈ ચિકિત્સા કરવી, એ જણાવવા વિષેનો.

નેત્રોમાં થતા છોતેર રોગો કે જેઓ નામો, નિદાનો વગેરેથી તથા લક્ષણોથી કહેવામાં આવ્યાં, તેઓની હવે સંક્ષિપ્ત તથા વિસ્તીર્ણ ચિકિત્સાઓ કહું છું, તે સાંભળો. (સંક્ષિપ્ત ચિકિત્સાઓ આ અધ્યાયમાં કહેવાશે અને વિસ્તીર્ણ ચિકિત્સાઓ આ અધ્યાય પછીના અધ્યાયોમાં કહેવાશે.) ૨

**છોતેર નેત્રરોગોની ચિકિત્સાનું પૃથક્કરણ**

**छेद्यास्तेषु दशकश्च नव लेख्याः प्रकीर्तिताः ।**
**भेद्याः पञ्च विकाराः स्युर्व्यध्याः पञ्चदशैव तु ॥**
**द्वादशाऽशस्त्रकृत्याश्च याप्याः सप्त भवन्ति हि ।**
**रोगा वर्जयितव्याश्च दश पञ्च च जानता ॥**
**असाध्यौ वा भवेतां तु याप्यौ वागन्तुसंज्ञितौ ॥३॥**

ઉપર કહેલા નેત્રના છોતેર રોગોમાં અગિયાર રોગો છેદનક્રિયાને, નવ રોગો લેખન(ઉખેડવા તથા ખોતરવા)ક્રિયાને, પાંચ રોગો ભેદનક્રિયાને, પંદર રોગો વેધન(વીંધવા)ક્રિયાને લાયક છે; બાર રોગો શસ્ત્રક્રિયાને લાયક નથી, પણ બીજી ક્રિયાઓને જ લાયક છે, સાત રોગો યાપ્ય જ છે, પંદર રોગો કોઈ પણ પ્રકારની ચિકિત્સાને લાયક નથી (અસાધ્ય છે) અને છેલ્લા બે આગંતુક રોગો અસાધ્ય છે તથા શસ્ત્રક્રિયા વિના બીજી ક્રિયાઓથી યાપ્ય પણ છે. ૩

**કયા અગિયાર રોગો છેદનક્રિયાને લાયક છે?**

**अर्शोऽन्वितं भवति वर्त्म तु यत्तथार्शः**
**शुष्कं तथार्बुदमथो पिडकाः शिराजाः ।**
**जालं शिराजमपि पञ्चविधं तथाऽर्म**
**छेद्या भवन्ति सह पर्वणिकामयेन ॥४॥**

અર્શોવર્ત્મ, શુષ્કાર્શ, અર્બુદ, શિરાપિડકા, શિરાજાલ, પ્રસ્તાર્યર્મ, શુક્લાર્મ, શોણિતાર્મ, અધિમાંસાર્મ, સ્નાય્વર્મ અને પર્વણી એ અગિયાર રોગો છેદનક્રિયાને લાયક છે. ૪

**કયા નવ રોગો લેખનક્રિયાને લાયક છે?**

**उत्सङ्गिनी बहलकर्दमवर्त्मनी च**
**श्यावं च यच्च पठितं त्विह बद्धवर्त्म ।**
**क्लिष्टं च पोथकियुतं खलु यच्च वर्त्म**
**कुम्भीकिनी च सह शर्करया च लेख्याः ॥५॥**

ઉત્સંગિની, બહલવર્ત્મ, કર્દમવર્ત્મ, શ્યાવવર્ત્મ, વર્ત્મવિબંધ, ક્લિષ્ટવર્ત્મ, પોથકી, કુંભીકા અને શર્કરાવર્ત્મ, એ નવ રોગો લેખનક્રિયાને લાયક છે. ૫

**કયા પાંચ રોગો ભેદનક્રિયાને લાયક છે?**

**श्लेष्मोपनाहलगणौ च बिसं च भेद्या**
**ग्रन्थिश्च यः कृमिकृतोऽञ्जननामिका च ॥६॥**

શ્લેષ્મોપનાહ, લગણ, બિસવર્ત્મ, કૃમિગ્રંથિ અને અંજનિકા એ પાંચ રોગો ભેદનક્રિયાને લાયક છે. ૬

**કયા પંદર રોગો વેધનક્રિયાને લાયક છે?**

**आदौ शिरा निगदिताश्च ययोः प्रयोगे**
**पाकौ च यौ नयनयोः पवनोऽन्यतश्च ।**
**पूयालसानिलविपर्ययमन्थसंज्ञाः**
**स्यन्दास्तु यान्त्युपशमं हि शिराव्यधेन ॥७॥**

શિરોત્પાત, શિરાહર્ષ, સશોફપાક, અશોફપાક, અન્યતોવાત, પૂયાલસ, વાતપર્યય, વાતાધિમંથ, પિત્તાધિમંથ, કફાધિમંથ, રક્તાધિમંથ, વાતાભિષ્યંદ, પિત્તાભિષ્યંદ, કફાભિષ્યંદ અને રક્તાભિષ્યંદ એ પંદર રોગો વેધનક્રિયાને લાયક છે. (કેમ કે શિરાવેધ કરવાથી તે શાંત થાય છે.)

**કયા બાર રોગો શસ્ત્રક્રિયા સિવાય બીજી ક્રિયાઓને જ લાયક છે?**

**शुष्काक्षिपाककफपित्तविदग्धदृष्टि-**
**ष्वम्लाख्यशुक्रसहितार्जुनपिष्टकेषु ।**
**अक्लिन्नवर्त्मद्रुतधूमजदर्शिशुक्ति-**
**प्रक्लिन्नवर्त्मसु तथैव बलाससंज्ञे ।**
**आगन्तुनामययुगेन च दूषितायां**
**दृष्टौ न शस्त्रपतनं प्रवदन्ति तज्ज्ञाः ॥८॥**

શુષ્કાક્ષિપાક, શ્લેષ્મવિદગ્ધદષ્ટિ, પિત્તવિદગ્ધદષ્ટિ, અમ્લાધ્યુષિત, અવ્રણશુક્ર, અર્જુન,

વાળો દેખાતો હોય અને શરીરમાં મૂત્રના જેવી ગંધવાળો થઈ ગયો હોય, તો જાણવું કે તે બાળકને મુખમંડિકા નામના બાળગ્રહનો વળગાડ થયો છે. ૧૩

નૈગમેષના વળગાડનાં ચિહ્નો

यः फेनं वमति विनम्यते च मध्ये
सोद्वेगं विलपति चोर्ध्वमीक्षमाणः ।
ज्वर्य्येत प्रततमथो वसासगन्धि-
र्निःसंज्ञो भवति हि नैगमेषजुष्टः ॥१४॥

જો બાળક ફીણને ઓકયા કરતો હોય, કેડથી નમી જતો હોય, ઉદ્વેગ પામી ઊંચે જોઈને રોયા કરતો હોય, અત્યંત જ્વરથી પીડાતો હોય, ચરબીના જેવી ગંધવાળો થઈ ગયો હોય અને બેભાન થઈ જતો હોય, તો જાણવું કે તેને નૈગમેષ નામના બાળગ્રહનો વળગાડ થયો છે. ૧૪

બાળગ્રહના અસાધ્ય વળગાડનું લક્ષણ

प्रस्तब्धो यः स्तनद्वेषी मुह्यते चाविशन्मुहुः ।
तं बालं नचिराद्धन्ति ग्रहः सम्पूर्णलक्षणः ॥१५॥

જો બાળક અક્કડ થઈ ગયો હોય, સ્તન ધાવવા ઉપર અરુચિ જ ધરાવતો હોય, વારંવાર બેભાન થઈ જતો હોય, વારંવાર ગભરાતો હોય, વારંવાર આવેશ પામ્યા કરતો હોય અને ઉપર કહેલા વળગાડનાં ચિહ્નો સંપૂર્ણ દેખાતાં હોય, તો જાણવું કે વળગેલો બાળગ્રહ તે બાળકને થોડી મુદતમાં મારી જ નાખશે. ૧૫

બાળગ્રહના સાધ્ય વળગાડનું લક્ષણ

विपरीतमतः साध्यं चिकित्सेदचिरार्दितम् ॥१६॥

બાળક અક્કડ ન થઈ જતો હોય, ધાવતો હોય, ક્યારેક જ બેભાન થઈ જતો હોય, ક્યારેક જ ગભરાતો હોય, ક્યારેક જ આવેશ પામતો હોય અને વળગાડનાં સઘળાં ચિહ્નોવાળો ન હોય તથા થોડા સમયથી જ પીડાયો હોય, તો તેને થયેલો વળગાડ સાધ્ય સમજી વૈદ્યે તેની ચિકિત્સા કરવી.

બાળગ્રહના વળગાડની સામાન્ય ચિકિત્સા

गृहे पुराणहविषाभ्यज्य बालं शुचौ शुचिः ॥
सर्षपान् प्रकिरेत्तेषां तैलैर्दीपं च कारयेत् ।
सदा सन्निहितं चापि जुहुयाद्धव्यवाहनम् ॥
सर्वगन्धौषधीबीजैर्गन्धमाल्यैरलङ्कृतम् ।
अग्नये कृत्तिकाभ्यश्च स्वाहा स्वाहेति संस्मरन् ॥
नमः स्कन्दाय देवाय ग्रहाधिपतये नमः ।
शिरसा त्वाभिवन्देऽहं प्रतिगृह्णीष्व मे बलिम् ॥
नीरुजो निर्विकारश्च शिशुर्मे जायतां ध्रुवम् ॥१७॥

વૈદ્યે પવિત્ર થઈ, વળગાડવાળા બાળકને જૂના ઘીનું લેપન કરી ઘરની અંદર પવિત્ર પ્રદેશમાં રાખી તેની આગળ સરસવ વેરવા, સરસિયા તેલનો દીવો કરાવવો, અગ્નિને નિરંતર હાજર રખાવવો અને અગ્નિનું ચંદન તથા પુષ્પોથી પૂજન કરીને એલાદિગણનાં દ્રવ્યોનો તથા જવતલ વગેરે ધાન્યોનો 'अग्नये स्वाहा, कृत्तिकाभ्यः स्वाहा' એમ મંત્રોચ્ચાર કરીને વારંવાર હોમ કરવો. હોમ કર્યા પછી 'હું સ્કંદદેવને પ્રણામ કરું છું. બાળગ્રહોના અધિપતિને પ્રણામ કરું છું. હે સ્કંદ! હું તમને મસ્તકથી વંદન કરું છું. હું આ બલિદાન આપું છું, તેનો તમે સ્વીકાર કરો. મારો બાળક અવશ્ય વેદના તથા વિકારો વગરનો થાઓ.' એવા અર્થમૂલોક્ત સંસ્કૃતમંત્ર બોલી સ્કંદદેવને બલિદાન દેવું. ૧૭

## અધ્યાય ૨૮ મો

### ઉપક્રમ

अथातः स्कन्दग्रहप्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવાથી 'સ્કંદગ્રહ પ્રતિષેધ'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ

[1] સ્કંદ નામના બાળગ્રહના વળગાડની ચિકિત્સા વિષેનો.

સુશ્રુતની પાસે કહેલું છે. ૧

પરિષેચન

स्कन्दग्रहोपसृष्टानां कुमाराणां च शस्यते ।
वातघ्नद्रुमपत्राणां निष्क्वाथः परिषेचने ॥ २ ॥

સ્કંદગ્રહના વળગાડવાળા બાળકોના શરીર પર વાયુને હણનારાં બીલી વગેરે વૃક્ષો[1]નાં પાંદડાંઓના ક્વાથનું સિંચન કરવું ઉત્તમ ગણાય છે. ૨

અભ્યંગ

तेषां मूलेषु सिद्धं च तैलमभ्यञ्जने हितम् ।
सर्वगन्धसुरामण्डकैडर्याचापमिष्यते ॥ ३ ॥

બીલી વગેરે વાયુને હણનારાં વૃક્ષોનાં મૂળોનો ક્વાથ કરી તેમાં પકવેલું અને પાકી રહે ત્યારે જેમાં એલાદિગણ, સુરાની આછ અને લીંબડો નાખેલો હોય, એવું તેલ સ્કંદગ્રહના વળાડવાળા બાળકોને ચોળવામાં હિતકારી થાય છે. ૩

પાવાનું ઘી

देवदारुणि रास्नायां मधुरेषु द्रुमेषु च ।
सिद्धं सर्पिश्च सक्षीरं पानमस्मै प्रयोजयेत् ॥४॥

દેવદાર, રાસ્ના અને કોઠાલ્યાદિ મધુરગણના ક્વાથ તથા કલ્કથી પકવેલા ઘીને દૂધમાં મેળવી સ્કંદગ્રહના વળગાડવાળા બાળકને તે પિવડાવવું. ૪

ધુમાડી

सर्षपाः सर्पनिर्मोको वचा काकादनी घृतम् ।
उष्ट्राजाविगवां चैव रोमाण्युद्धूपनं शिशोः ॥५॥

સરસવ, સર્પની કાંચળી, વજ, સફેદ ચણોઠી, ઘી, ઊંટનાં, બકરાનાં અને ગાડરનાં રૂંવાડાંની ધુમાડી દેવાથી સ્કંદગ્રહનો વળગાડ શાંત થાય છે. ૫

હાર-માળા

सोमवल्लीमिन्द्रवल्लीं शमीं बिल्वस्य कण्टकान् ।
मृगादन्याश्च मूलानि ग्रन्थितान्येव धारयेत् ॥६॥

ગળો, આસોંદરો, ખીજડી, બીલીના કાંટા અને ઇંદ્રવારણીનાં મૂળને દોરામાં ગુંથીને તેની માળા પહેરાવી રખાવવાથી સ્કંદગ્રહના વળગાડવાળા બાળકનું હિત થાય છે. ૬

બલિદાન, સ્નાન તથા હોમ

रक्तानि माल्यानि तथा पताका
रक्ताश्च गन्धा विविधाश्च भक्ष्याः ।
घण्टा च देवाय बलिर्निवेद्यः
सकुक्कुटः स्कन्दग्रहे हिताय ॥
स्नानं त्रिरात्रं निशि चत्वरेषु
कुर्य्यात्पुनः शालियवैर्नवैस्तु ।
अद्भिश्च गायत्र्यभिमन्त्रिताभिः
प्रज्वालनं चाहुतिभिश्च वह्नेः ॥७॥

રાતાં પુષ્પો, રાતી પતાકાઓ, રાતાં સુગંધી લેપનો, વિવિધ ભક્ષ્યો, ઘંટા અને કૂકડાનો ચૌટામાં સ્કંદને બલિ દેવામાં આવે, તો તેથી સ્કંદના વળગાડવાળા બાળકનું હિત થાય છે. આ બલિદાનનો વિધિ રાતે કરવો અને તે ત્રણ રાત સુધી સતત કરવો. (વૈદે નાહી પવિત્ર થઈ હાથમાં શસ્ત્ર રાખી બલિદાન દેવું.)

રાતે ચૌટામાં જઈ નવા ચોખા તથા જવનું મંડલ કરી તેની અંદર બાળકને ગાયત્રીમંત્રથી મંત્રેલા જળ વડે નવડાવવો અને અગ્નિમાં નવા ચોખા તથા જવની ત્રણ, સાત અથવા દસ આહુતિઓ હોમવી. આ વિધિ પણ રાતે કરવો અને ત્રણ રાત સુધી સતત કરવો. ૭

સ્કંદગ્રહના વળગાડના રક્ષામંત્રો

रक्षामतः प्रवक्ष्यामि बालानां पापनाशिनीम् ।
अहन्यहनि कर्तव्या या भिषग्भिरतन्द्रितैः ॥
तपसां तेजसां चैव यशसां वपुषां तथा ।
निधानं योऽव्ययो देवः स ते स्कन्दः प्रसीदतु ॥
ग्रहसेनापतिर्देवो देवसेनापतिर्विभुः ।
देवसेनारिपुहरः पातु त्वां भगवान् गुहः ॥

[1] વાયુને હણનારા વૃક્ષો અચિંત્ય શક્તિવાળાં હોવાને લીધે વ્યાધિ અને ગ્રહને પણ શાંત કરે છે.

देवदेवस्य महतः पावकस्य च यः सुतः ।
गङ्गोमाकृत्तिकानां च स ते शर्म्म प्रयच्छतु ॥
रक्तमाल्याम्बरः श्रीमान् रक्तचन्दनभूषितः ।
रक्तदिव्यवपुर्देवः पातु त्वां क्रौञ्चसूदनः ॥८॥

હવે બાળકોનાં દુઃખોનો નાશ કરનારો રક્ષાપાઠ કહું છું. વૈદ્યોએ આળસ નહીં રાખતાં બાળકો પાસે નીચે લખેલો રક્ષાપાઠ નિત્ય બોલવો.

'દેવ કાર્તિકેયસ્વામી કે જે તપોના, તેજોના, યશોના તથા શરીરસામર્થ્યોના ભંડારરૂપ અને અવિનાશી છે, તે તારા પર પ્રસન્ન થજો. ગ્રહોની સેનાના તથા દેવતાઓની સેનાના પતિ, દેવતાઓની સેનાના શત્રુઓને હણનારા, ક્રીડા કરનાર અને મહાસમર્થ કાર્તિકેયદેવ તારું રક્ષણ કરજો. કાર્તિકેયસ્વામી જે દેવાધિદેવ સદાશિવના, અગ્નિના, ગંગાના, પાર્વતીના અને કૃત્તિકાઓના પણ પુત્ર છે, તે તારું ભલું કરજો. રાતાં પુષ્પોને તથા રાતાં વસ્ત્રોને ધરનારા, ઐશ્વર્યવાળા, રાતાં ચંદનથી શણગારેલા અને દિવ્ય રાતાં શરીરવાળા કાર્તિકેયદેવ તારું રક્ષણ કરજો.' (આ અર્થવાળો મૂલોક્ત સંસ્કૃત પાઠ બોલવો.) ૮

## અધ્યાય ૨૯ મો

### ઉપક્રમ

अथातः स्कन्दापस्मारप्रतिषेधं व्याख्यास्यामः। यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

હવે શિષ્યોના પૂછવાથી 'સ્કંદાપસ્માર-પ્રતિષેધ'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

### સિંચન

बिल्वः शिरीषो गोलोमी सुरसादिश्च यो गणः ।
परिषेके प्रयोक्तव्यः स्कन्दापस्मारशान्तये ॥२॥

સ્કંદાપસ્માર નામના બાળગ્રહની શાંતિ માટે બાળકના શરીર ઉપર બીલી, સરસડિયો, દૂર્વા અને સુરસાદિગણના ક્વાથનું સિંચન કરવું.

### અભ્યંગ

सर्वगन्धविपक्कं तु तैलमभ्यञ्जने हितम् ॥३॥

એલાદિગણના ક્વાથ તથા કલ્કથી તેલ પકવીને તે તેલ બાળકના શરીર પર ચોળવાથી સ્કંદાપસ્મારની શાંતિ થાય છે. ૩

### પાવાનું ઘી

क्षीरिवृक्षकषाये च काकोल्यादौ गणे तथा ।
विपक्तव्यं घृतं चापि पानीयं पयसान्वितम् ॥४॥

વડ વગેરે ક્ષીરિવૃક્ષોના ચોગણા ક્વાથમાં અને ચોગણા દૂધમાં કાકોલ્યાદિગણનો કલ્ક નાખી ઘી પકવવું. આ ઘી દૂધમાં મિશ્ર કરીને સ્કંદાપસ્મારના વળગાડવાળા બાળકને પાવાથી સ્કંદપસ્મારની શાંતિ થાય છે. ૪

### શરીર ચોળવું

उत्सादनं वचाहिङ्गुयुक्तं स्कन्दग्रहे हितम् ॥५॥

વજ અને હિંગનો પાતળો કલ્ક કરી બાળકના શરીર પર ચોળવાથી સ્કંદાપસ્મારના વળગાડવાળા બાળકનું હિત થાય છે. (સ્કંદનો વળગાડ પણ આ ચોળવાથી શાંત થાય છે.) ૫

### ધુમાડી

गृध्रोलूकपुरीषाणि केशा हस्तिनखा घृतम् ।
वृषभस्य च रोमाणि योज्यान्युद्धूपनेऽपि च ॥६॥

ગરજની અને ઘુવડની ચરક, વાળ, હાથીના નખ, ઘી અને બળદનાં રૂંવાડાંની ધુમાડી દેવાથી સ્કંદાપસ્મારનો વળગાડ શાંત થાય છે. ૬

### હાર–માળા

अनन्तां कुक्कुटीं बिम्बीं मर्कटीं चापि धारयेत् ॥७॥

ઉપલસરી, કૂકડવેલ, કડવી ઘિલોડી અને કૌવચને દોરામાં ગૂંથી, તેની માળા બાળકને પહેરાવી રાખવી, એ પણ સ્કંદાપસ્મારવાળા બાળકનું હિત કરે છે. ૭

[1] સ્કંદાપસ્મારના વળગાડની ચિકિત્સા વિષેનો.

બલિદાન તથા સ્નાન

पक्वापक्वानि मांसानि प्रसन्नं रुधिरं पयः ॥
भूतौदनो निवेद्यश्च स्कन्दापस्मारिणोऽवटे ।
चतुष्पथे च कर्त्तव्यं स्नानमस्य यतात्मना ॥८॥

સ્કંદાપસ્મારના વળગાડની શાંતિ માટે કાચાં તથા પાકાં માંસો, બકરાનું તાજું લોહી, દૂધ અને બાફેલા અડદના ભાત સહિત બાકળાનું સ્કંદાપસ્મારને ખાડામાં બલિદાન દેવું.

વૈદ્યે સાવધાન અંતઃકરણ રાખી સ્કંદાપસ્મારના વળગાડવાળા બાળકને રાતે ચૌટામાં લઈ જઈ નવા ચોખા તથા જવનું મંડલ કરી તેમાં બેસાડી ગાયત્રી મંત્રથી મંત્રેલા જળ વડે નવડાવવો. ૮

સ્કંદાપસ્મારના વિધાનનો પાઠ્ય મંત્ર

स्कन्दापस्मारसंज्ञो यः स्कन्दस्य दयितः सखा ।
विशाखसंज्ञश्च शिशोः शिवोऽस्तु विकृताननः ॥९॥

કાર્તિકેયસ્વામીનો વિશાખ નામનો જે પ્રિય મિત્ર 'સ્કંદાપસ્માર' નામથી ઓળખાય છે અને વિકૃત મોઢાવાળો છે, તે દેવ આ બાળકને સુખદાઈ થજો. (આ અર્થવાળો મૂલોક્ત સંસ્કૃત મંત્ર બોલવો.) ૯

## અધ્યાય ૩૦ મો

ઉપક્રમ

अथातः शकुनीप्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવાથી 'શકુનીપ્રતિષેધ'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

સિંચન

शकुन्यभिपरीतस्य कार्य्यो वैद्येन जानता ।
वेतसाम्रकपित्थानां निष्क्वाथः परिषेचने ॥ २ ॥

[1] શકુનીના વળગાડની ચિકિત્સા વિષેનો.

જે બાળકને શકુનીનો વળગાડ થયો હોય, તે બાળકના શરીર પર પ્રવીણ વૈદ્યે નેતર, આંબો અને કોઠના ક્વાથનું સિંચન કરવું. ૨

અભ્યંગ

कषायमधुरैस्तैलं कार्य्यमभ्यञ्जने शिशोः ॥ ३ ॥

વડ વગેરે કષાય વૃક્ષોના ક્વાથ અને કાકોલ્યાદિ મધુરગણના કલ્કથી તેલ પકવીને તે તેલ બાળકના શરીર પર ચોળવામાં આવે, તો તેથી શકુનીના વળગાડની શાંતિ થાય છે. ૩

લેપન તથા આહાર

मधुकोशीरह्रीवेरसारिवोत्पलपद्मकैः ॥
रोध्रप्रियङ्गुमञ्जिष्ठागैरिकैः प्रदिहेच्छिशुम् ।
व्रणेपूक्तानि चूर्णानि पथ्यानि विविधानि च ॥४

જેઠીમધ, વાળો, કાળો વાળો, ઉપલસરી, નીલકમળ, પદ્મકાષ્ઠ, લોધર, ઘઉંલાં, મજીઠ અને સોનાગેરુનો બાળકના શરીર પર લેપ કરવો. ચિકિત્સાસ્થાનના પહેલા અધ્યાયમાં વ્રણોની ઉપર કરવાનાં જે શોધન–રોપણ ચૂર્ણો કહ્યાં છે, તેઓની પણ યોજના કરવી અને સૂત્રસ્થાનના અ૦ ૨૦ માં કહેલા રાતા ચોખા, મગ તથા દાડમ વગેરે પથ્યોનો આહાર કરાવવો. ૪

ધુમાડી

स्कन्दग्रहे धूमनानि तानीहापि प्रयोजयेत् ॥ ५ ॥

ગયા અઠ્ઠાવીસમા અધ્યાયના ૫ મા વિષયમાં સ્કંદના વળગાડ ઉપર જે ધુમાડી કહેવામાં આવી છે, તે જ ધુમાડી શકુનીના વળગાડ ઉપર પણ યોજવી. ૫

હાર–માળા

शतावरीमृगैर्वारुनागदन्तीनिदिग्धिकाः ।
लक्ष्मणां सहदेवां च बृहतीं चापि धारयेत् ॥६॥

શતાવરી, ઇંદ્રવારણી, નાગદમણ, બેઠી ભોરીંગણી, લક્ષ્મણા, સહદેવી (જે મહાબલા કહેવાય છે) અને ઊભી ભોરીંગણીને દોરામાં ગૂંથી

તેઓની માળા પણ બાળકને પહેરાવી રાખવી.

બલિદાન તથા સ્નાન

तिलतण्डुलकं माल्यं हरितालं मनःशिला ॥
बलिरेष करञ्जेषु निवेद्यो नियतात्मना ।
निकुञ्जे च प्रयोक्तव्यं स्नानमस्य यथाविधि ॥७॥

અંતઃકરણને સાવધાન રાખીને વૈદે તલ, ચોખા, ફૂલ, હરતાલ અને મણશીલનો બલિ કરંજનાં વૃક્ષોમાં દેવો અને સ્કંદગ્રહના વિષયમાં કહેલા વિધિ પ્રમાણે બાળકને વૃક્ષોના નિકુંજમાં સ્નાન કરાવવું.૭

પાવાનું ઘી

स्कन्दग्रहोपशमनं घृतं तच्चेह पूजितम् ॥८॥

સ્કંદગ્રહના વળગાડના વિષયમાં જે ઘી કહેવામાં આવ્યું છે, તે ઘી શકુનીના વળગાડ ઉપર પણ પાવું હિતકારી છે. ૮

પૂજા

कुर्य्याच्च विविधां पूजां शकुन्याः कुसुमैः शुभैः ॥

શુભ પુષ્પોથી શકુનીની વિવિધ પ્રકારની પૂજા પણ કરવી. ૯

શકુનીના વિધાનના મંત્રો

अन्तरिक्षचरा देवी सर्वालङ्कारभूषिता ।
अधोमुखी तीक्ष्णतुण्डा शकुनी ते प्रसीदतु ॥
दुर्दर्शना महाकाया पिङ्गाक्षी भैरवस्वरा ।
लम्बोदरी शङ्कुकर्णी शकुनी ते प्रसीदतु ॥१०॥

અંતરિક્ષમાં ફરનારી, સઘળા અલંકારોથી શણગારેલી અને નીચા તથા તીક્ષ્ણ મોઢાવાળી શકુની દેવી તને પ્રસન્ન થજો. ભયંકર દર્શનવાળી, મોટી કાયાવાળી, પીંગળી આંખોવાળી, ભયંકર અવાજવાળી, લાંબા પેટવાળી અને ખીલા જેવા કાનોવાળી શકુની તને પ્રસન્ન થાઓ. (આ અર્થવાળા મૂલોક્ત સંસ્કૃત મંત્રો બોલવા.) ૧૦

# અધ્યાય ૩૧ મો

## ઉપક્રમ

अथातो रेवतीप्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

હવે શિષ્યોના પૂછવાથી ' રેવતીપ્રતિષેધ '[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

સિંચન

अश्वगन्धाजशृङ्गी च सारिवा सपुनर्नवा ।
सहे विदारी च तथा कषायाः सेचने हिताः ॥२॥

જે બાળકને રેવતીનો વળગાડ થયો હોય, તે બાળકના શરીર પર આસોંદ,મેંઢાશિંગી અથવા કાકડાશિંગી, ઉપલસરી, સાટોડી, જંગલી મગ, જંગલી અડદ અને ફગવેલાના કંદના ક્વાથોનું સિંચન કરવું, એ હિતકારી થાય છે. ૨

અભ્યંગ

तैलमभ्यञ्जने कार्य्यं कुष्ठे सर्जरसेऽपि वा ॥३॥

કઠ અથવા રાળના ક્વાથ તથા કલ્કથી પકવેલું તેલ બાળકના શરીર પર ચોળવું. ૩

પાવાનું ઘી

धवाश्वकर्णककुभधातकीतिन्दुकीषु च ।
काकोल्यादिगणे चैव पानीयं सर्पिरिष्यते ॥४॥

ધાવડો, રાળનું ઝાડ, કડાયો, ધાવણી અને ટીંબરુના ક્વાથથી અને કાકોલ્યાદિગણના કલ્કથી પકવેલું ઘી રેવતીના વળગાડવાળા બાળકને પાવું. ૪

લેપ

कुलत्थाः शङ्खचूर्णं च प्रदेहाः सार्वगन्धिकाः ॥५॥

કળથી, શંખનું ચૂર્ણ અને એલાદિગણના લેપો કરવા હિતકારી છે. ૫

[1] રેવતીના વળગાડની ચિકિત્સા વિષેનો

ધુમાડી

गृध्रोलूकपुरीषाणि यवा यवफलो घृतम् ।
सन्ध्ययोरुभयोः कार्य्यमेतदुद्धूपनं शिशोः ॥६॥

ગરંજની ચરક, ધુવડની ચરક, જવ, વાંસ અને ઘીની ધુમાડી સવારે તથા સાંજે બાળકને દેવી હિતકારી છે. ૬

ગળામાં માદળિયું

वरुणारिष्टकमयं रुचकं सैन्दुकं तथा ।
सततं धारयेचापि कृतं वा पौत्रजीविकम् ॥७॥

વાયવરણાનાં, લીંબડાનાં, અરીઠાંનાં, નગોડનાં કે જીયાપોતાનાં લાકડાંનું માદળિયું ઘડાવીને બાળકના ગળામાં હમેશ પહેરાવી રાખવું, એ પણ હિતકારી છે. ૭

બલિદાન

शुक्लाः सुमनसो लाजाः पयः शाल्योदनं तथा ।
बलिर्निवेद्यो गोतीर्थे रेवत्यै प्रयतात्मना ॥८॥

વૈદ્યે ઉપવાસાદિકથી પવિત્ર થઈ રેવતીને સફેદ ફૂલો, શાળની ધાણી, દૂધ અને ચોખાના ભાતનું ગાયોના વાડામાં બલિદાન દેવું. ૮

સ્નાન

सङ्गमे च भिषक् स्नानं कुर्य्याद्धात्रीकुमारयोः ॥९॥

વૈદ્યે સમુદ્રના અને નદીના અથવા બે નદીઓના સંગમમાં બાળક અને તેની માને નવડાવવાં. (સ્કંદગ્રહના વિષયમાં કહેલો વિધિ જુઓ.)

શકુનીના વિધાનના પાઠ્ય મંત્રો

नानावस्त्रधरा देवी चित्रमाल्यानुलेपना ।
चलत्कुण्डलिनी श्यामा रेवती ते प्रसीदतु ॥
लम्बा कराला विनता तथैव बहुपुत्रिका ।
रेवती सततं माता सा ते देवी प्रसीदतु ॥१०॥

વિવિધ વસ્ત્રોને તથા વિચિત્ર પુષ્પોને ધરનારી, વિચિત્ર લેપનવાળી, ચલિત કુંડલોવાળી અને શ્યામ વર્ણવાળી અથવા સોળ વર્ષની રેવતી દેવી તુને પ્રસન્ન થાઓ. લાંબી, વિકરાળ, મધ્યમાં નમી રહેલી અને ઘણા પુત્રોવાળી રેવતી માતા તને પ્રસન્ન થાઓ. (આ અર્થવાળા મૂલોક્ત સંસ્કૃત મંત્રો બોલવા.) ૧૦

## અધ્યાય ૩૨ મો

ઉપક્રમ

अथातः पूतनाप्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

હવે શિષ્યોના પૂછવાથી 'પૂતનાપ્રતિષેધ'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

સિંચન

कपोतवङ्काऽरलुको वरुणः पारिभद्रकः ।
आस्फोता चैव योज्याः स्युर्बालानां परिषेचने ॥२॥

જે બાળકોને પૂતનાનો વળગાડ થયો હોય, તેઓનાં શરીરો પર બ્રાહ્મી, અરડૂસો, વાયવરણો, લીંબડો અને ગરણી અથવા ઉપલસરીના ક્વાથોની સિંચનમાં યોજના કરવી. ૨

અભ્યંગ

वचा वयःस्था गोलोमी हरितालं मनःशिला ।
कुष्ठं सर्जरसश्चैव तैलार्थे वर्ग इष्यते ॥३॥

વજ, ગળો, દૂર્વા, હરતાલ, મણશીલ, કઠ અને રાળ–એ સર્વને એકઠાં કરી તેઓના ક્વાથ-તથા કલ્કથી તેલ બનાવી તે તેલ બાળકના શરીર પર ચોળવું. ૩

પાવાનું ઘી

हितं घृतं तुगाक्षीर्य्यां सिद्धं मधुरकेषु च ।
कुष्ठतालीशखदिरचन्दनास्यन्दने तथा ॥४॥

વંશલોચન, કાકોલ્યાદિ મધુરગણ, કઠ, તાલીસપત્ર, ખેર, ચંદન અને મીણીહરમોના ક્વાથ તથા કલ્કથી, ઘી પકવી તે ઘી પૂતનાના વળગાડવાળા બાળકને પાવું. (જોકે કાકોલ્યાદિગણમાં

[1] પૂતનાના વળગાડની ચિકિત્સા વિષેનો.

પણ વંશલોચન આવે છે, તોપણ વંશલોચનનું ફરીવાર ગ્રહણ કર્યું છે; માટે વંશલોચન બે ભાગ જેટલું લેવું એમ સમજવું. ) ૪

ધુમાડી

देवदारुवचाहिङ्गुकुष्ठं गिरिकदम्बकः ।
एला हरेणवश्चापि योज्या उद्धूपने सदा ॥
गन्धनाकुलिकुम्भीके मज्जानो बदरस्य च ।
कर्कटास्थि घृतं चैव धूपनं सर्षपैः सह ॥५॥

દેવદાર, વજ, હિંગ, કઠ, ધારાકદંબ, એલચી અને હરેણુ નામના સુગંધી દ્રવ્યની દર વખતે ધુમાડી દેવી. તેમ જ નોરવેલ અથવા રાસ્ના, શેવાળ, બોરના ઠળિયાની અંદરની મજ્જા, કુડચલનું હાડકું, ઘી અને સરસવની પણ ધુમાડી દેવી. ૫

હાર–માળા

काकादनीं चित्रफलां बिम्बीं गुञ्जां च धारयेत् ॥

માલકાંકણી, ઇંદ્રવારણી, કડવી ઘિલોડી અને ચણોઠીની માળા પૂતનાના વળગાડવાળા બાળકને હમેશાં પહેરાવી રાખવી. ૬

બલિદાન

मत्स्यौदनं च कुर्वीत कृशरां पललं तथा ।
शरावसम्पुटे कृत्वा बलिं शून्यगृहे हरेत् ॥७॥

માછલાંઓ સાથે પકવેલો ભાત, તલ, અડદ તથા ચોખાની ખીચડી અને તલવટને કૂંડાઓના સંપુટમાં રાખીને ઉજ્જડ ઘરમાં પૂતનાને બલિદાન દેવું. ૭

સ્નાન તથા પૂજન

उच्छिष्टेनाभिषेकेण शिरसि स्नानमिष्यते ।
पूज्या च पूतना देवी बलिभिः सोपहारकैः ॥८॥

પૂતનાના વળગાડવાળા બાળકને આચમનના પાણીથી અથવા એઠવાડથી માથે નવડાવવો અને નવડાવીને પુષ્પાદિક ઉપહારો સહિત બલિઓથી પૂતનાનું પૂજન કરવું. ૮

પૂતનાના વિધાનના પાઠ્ય મંત્રો

मलिनाम्बरसंवीता मलिना रूक्षमूर्द्धजा ।
शून्यागाराश्रिता देवी दारकं पातु पूतना ॥
दुर्दर्शना सुदुर्गन्धा कराला मेघकालिका ।
भिन्नागाराश्रया देवी दारकं पातु पूतना ॥९॥

મેલાં વસ્ત્રોથી વીંટાયેલી, મેલી, રૂક્ષ વાળવાળી અને ઉજ્જડ ઘરમાં રહેનારી પૂતના દેવી બાળકની રક્ષા કરજો. ક્રૂર દેખાવવાળી, અત્યંત દુર્ગંધવાળી, વિકરાળ, મેઘ જેવી કાળી અને તૂટેલા ઘરમાં રહેનારી પૂતના દેવી બાળકનું રક્ષણ કરજો. (આ અર્થવાળા મૂલોક્ત સંસ્કૃત મંત્રો બોલવા. ) ૯

## અધ્યાય ૩૩ મો

ઉપક્રમ

अथातोऽन्धपूतनाप्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવાથી 'અંધપૂતનાપ્રતિષેધ'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

સિંચન

तिक्तकद्रुमपत्राणां कार्यः क्वाथोऽत्रसेचने ॥ २ ॥

લીંબડો, ગળો, અરડૂસો, પટોલ અને ભોરીંગણીના ક્વાથનું અંધપૂતનાના વળગાડવાળા બાળકના શરીર પર સિંચન કરવું. ૨

અભ્યંગ

सुरा सौवीरकं कुष्ठं हरितालं मनःशिला ।
तथा सर्जरसश्चैव तैलार्थमुपदिश्यते ॥ ३ ॥

સુરા, ફોતરાં વગરના કાચા અથવા પકવેલા ઘઉંનો આથો, કઠ, હરતાલ, મણશીલ અને રાળથી પકવેલું તેલ બાળકના શરીર પર ચોળવું.

[1] અંધપૂતનાના વળગાડની ચિકિત્સા નિષેધ.

પાવાનું ઘી

पिप्पल्यः पिप्पलीमूलं वर्गो मधुरको मधु ।
शालपर्णी बृहत्यौ च घृतार्थमुपदिश्यते ॥ ४ ॥

પીપર, પીપરીમૂળ, કાકોલ્યાદિ સઘળો મધુરવર્ગ, શાલિપર્ણી, બેઠી ભોરીંગણી અને ઊભી ભોરીંગણીના ક્વાથ તથા કલ્કથી ઘી પકવી, ઠંડું પાડી તેમાં મધ નાખીને તે ઘી અંધપૂતનાના વળગાડવાળા બાળકને પાવું. ૪

લેપ

सर्वगन्धैः प्रदेहश्च गात्रेष्वक्ष्णोश्च शीतलैः ॥ ५ ॥

અંધપૂતનાના વળગાડવાળા બાળકના શરીર પર કેસર, અગર, કપૂર, કસ્તૂરી અને ચંદનનું લેપન કરવું અને નેત્રો ઉપર ચંદન તથા કપૂરનું લેપન કરવું. ૫

ધુમાડી

पुरीषं कौक्कुटं केशांश्चर्म सर्प्पत्वचं तथा ।
जीर्णां च भिक्षुसङ्घाटीं धूपनायोपकल्पयेत् ॥६॥

કૂકડાની ચરક, વાળ, ચામડું, સર્પની કાંચળી અને બૌદ્ધસાધુની અથવા કોઈ સંન્યાસીની જૂની કફની કે ગોદડીના ચીંથરાની બાળકને ધુમાડી દેવી. ૬

હાર–માળા

कुक्कुटीं मर्कटीं बिम्बीमनन्तां चापि धारयेत् ॥७

કૂકડવેલ, કૌવચ, કડવી ઘિલોડી અને ઉપલસરીને દોરામાં ગૂંથી માળા બનાવીને તે માળા બાળકના ગળામાં પહેરાવી રાખવી. ૭

બલિદાન

मांसमामं तथा पक्वं शोणितं च चतुष्पथे ।
निवेद्यमन्तश्च गृहे शिशो रक्षानिमित्ततः ॥८॥

બાળકની રક્ષા માટે કાચું તથા પાકું માંસ અને લોહીનું ચૌટામાં તથા અંદરના ઘરમાં અંધપૂતનાને બલિદાન દેવું. ૮

સ્નાન

शिशोश्च स्नपनं कुर्य्यात् सर्वगन्धोदकैः शुभैः ॥९॥

એલાદિગણનાં સઘળાં સુંદર દ્રવ્યોથી મિશ્ર કરેલા જળ વડે અંધપૂતનાના વળગાડવાળા બાળકને ચૌટામાં અથવા અંદરના ઘરમાં નવડાવવો. ૯

અંધપૂતનાના વિધાનનો પાઠ્ય મંત્ર

कराला पिङ्गला मुण्डा कापायाम्बरवासिनी ।
देवी बालमिमं प्रीता संरक्षत्वन्धपूतना ॥ १० ॥

વિકરાળ, પીંગળા વર્ણવાળી, મૂંડમસ્તક અને ભગવાં વસ્ત્રો પહેનારી અંધપૂતના દેવી પ્રસન્ન થઈને આ બાળકનું રક્ષણ કરજો. (આ અર્થવાળો મૂલોક્ત સંસ્કૃત મંત્ર બોલવો.) ૧૦

## અધ્યાય ૩૪ મો

ઉપક્રમ

अथातः शीतपूतनाप्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવાથી 'શીતપૂતનાપ્રતિષેધ'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

સિંચન

कपित्थं सुवहां बिम्बां तथा बिल्वं प्रचीबलम् ।
नन्दीं भल्लातकीं चापि परिषेके प्रयोजयेत् ॥ २ ॥

કોઠ, રાસ્ના, કડવી ઘિલોડી, બીલી, અઘેડી, પારસપીપળો અને ભલ્લાતકીના ક્વાથનું શીતપૂતનાના વળગાડવાળા બાળકના શરીર પર સિંચન કરવું. ૨

અભ્યંગ

बस्तमूत्रं गवां मूत्रं मुस्तं च सुरदारु च ।
कुष्ठं च सर्वगन्धांश्च तैलार्थमवचारयेत् ॥ ३ ॥

બકરાના અને ગાયના મૂત્રમાં મોથ, દેવદાર, કઠ અને એલાદિગણનાં દ્રવ્યોનો કલ્ક નાખી તેલ પકવીને તેને બાળકના શરીર પર ચોળવું. ૩

[1] શીતપૂતનાના વળગાડની ચિકિત્સા વિષેનો.

પાવાનું ઘી

रोहिणीसर्जखदिरपलाशककुभत्वचः ।
निष्क्वाथ्य तस्मिन्निष्काथे सक्षीरं विपचेद् घृतम् ॥

હરડે અથવા કડુ, રાળ, ખેર, ખાખરો અને કડાયાની છાલનો ક્વાથ કરી એ ક્વાથના ત્રણ ભાગ લઈ તેમાં એક ભાગ જેટલું દૂધ નાખીને તેમાં ઘી પકવવું. આ ઘી શીતપૂતનાના વળગાડવાળા બાળકને પાવું. ૪

ધુમાડી

गृध्रोलूकपुरीषाणि वस्तगन्धामहेस्त्वचः ।
निम्बपत्राणि मधुकं धूपनार्थे प्रयोजयेत् ॥५॥

ગરંજ(ગીધ)ની અને ઘુવડની ચરક, તલવણી, સર્પની કાંચળી, લીંબડાનાં પાંદડાં અને જેઠીમધની ધુમાડી બાળકને દેવી. ૫

હાર-માળા

धारयेदपि लम्बां च गुञ्जां काकादनां तथा ॥६॥

કડવી તૂંબડી, ચણોઠી અને માલકાંકણી અથવા કાંટાળા ટીંબરવાને દોરામાં ગૂંથી માળા બનાવીને તે માળા શીતપૂતનાના વળગાડવાળા બાળકના ગળામાં પહેરાવી રાખવી. ૬

બલિદાન

नद्यां मुद्गकृतैश्चान्नैस्तर्पयेच्छीतपूतनाम् ।
देव्य देयश्चोपहारो वारुणी रुधिरं तथा ॥७॥

નદીકિનારે જઈ મગનાં અન્નોનું શીતપૂતનાને બલિદાન દેવું અને મદિરા તથા લોહી સહિત ઉપહાર દેવો. ૭

સ્નાન

जलाशयान्ते बालस्य स्नपनं चोपदिश्यते ॥८॥

શીતપૂતનાના વળગાડવાળા બાળકને વિધિ પ્રમાણે જળાશયના સમીપમાં નવડાવવો. ૮

શીતપૂતનાના વિધાનનો પાઠ્ય મંત્ર

मुद्गौदनाशना देवी सुराशोणितपायिनी ।
जलाशयालया देवी पातु त्वां शीतपूतना ॥९॥

મગવાળા ભાત ખાનારી, મદ્ય તથા રુધિરનું પાન કરનારી અને જળાશયોમાં રહેનારી શીતપૂતના દેવી તારું રક્ષણ કરજો. (આ અર્થવાળો મૂલોક્ત સંસ્કૃત મંત્ર બોલવો.) ૯

## અધ્યાય ૩૫ મો

ઉપક્રમ

अथातो मुखमण्डिकाप्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

હવે શિષ્યોના પૂછવાથી 'મુખમંડિકા-પ્રતિષેધ'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

સિંચન

कपित्थबिल्वतर्कारीवांशीगन्धर्वहस्तकाः ।
कुबेराक्षी च योज्याः स्युर्बालानां परिषेचने ॥२॥

કોઠ, બીલી, અરણી, વંશલોચન, સફેદ એરંડો અને કાકચના ક્વાથનું મુખમંડિકાના વળગાડવાળા બાળકના શરીર પર સિંચન કરવું. ૨

અભ્યંગ

स्वरसैर्भृङ्गपत्राणां तथाजहरिगन्धयोः ।
तैलं वसां च संयोज्य पचेदभ्यञ्जने शिशोः ॥३॥

ભાંગરાનાં, તલવણી તથા આસોંદનાં પાંદડાંના સ્વરસમાં તેલ તથા ચરબીને મિશ્ર કરીને પકવીને તે બાળકના શરીર પર ચોળવું. ૩

પાવાનું ઘી

मधूलिकायां पयसि तुगाक्षीर्यां गणे तथा ।
मधूरे पञ्चमूले च कनीयसि घृतं पचेत् ॥४॥

ગરણી, વંશલોચન, સધળો મધુરવર્ગ અને લઘુપંચમૂળના ક્વાથમાં દૂધ નાખી તેમાં ઘી પકવવું અને તે ઘી મુખમંડિકાના વળગાડવાળા બાળકને પાવું. ૪

૧ મુખમંડિકાના વળગાડની ચિકિત્સા વિષેનો.

ધુમાડી

वचा सर्जरसः कुष्ठं सर्पिश्चोद्धूपने हितम् ॥५॥

બાળકને વજ, રાળ, કઠ અને ઘીની ધુમાડી દેવી હિતકારી છે. ૫

હાર-માળા

धारयेदपि जिह्वाश्च चापचीरल्लिसर्पजाः ॥६॥

ચાપ જાતના ગૃહપક્ષીની, ચીલ(સમળી)ની અને સર્પની જીભની માળા બનાવીને મુખમંડિકાના વળગાડવાળા બાળકના ગળામાં હમેશ પહેરાવી રાખવી. ૬

બલિદાન

वर्णकं चूर्णकं माल्यमञ्जनं पारदं तथा ।
मनःशिलां चोपहरेद्गोष्ठमध्ये बलिं तथा ॥
पायसं सपुरोडाशं बल्यर्थमुपहारयेत् ॥७॥

ગાયોના વાડામાં ગુલાલ, વાટેલા ચોખાનો લોટ, ફૂલ, અંજન, પારો અને મનશીલનો ઉપહાર આપી દૂધપાક અને ઘઉંના લોટની રોટલીનું બલિદાન દેવું. ૭

સ્નાન

मन्त्रपूताभिरद्भिश्च तत्रैव स्नपनं हितम् ॥८॥

મુખમંડિકાના વળગાડવાળા બાળકને ગાયત્રીમંત્રથી અથવા નીચે આપેલા મંત્રથી મંત્રેલા જળ વડે ગાયોના વાડામાં નવડાવવો, એ હિતકારી છે. ૮

મુખમંડિકાના વિધાનનો પાઠ્ય મંત્ર

अलङ्कृता रूपवती सुभगा कामरूपिणी ।
गोष्ठमध्यालयरता पातु त्वां मुखमण्डिका ॥९॥

શણગારેલી, રૂપાળી, સૌભાગ્યવાળી, ધાર્યા પ્રમાણે રૂપો ધરવાની શક્તિવાળી અને ગાયોના વાડાઓમાં રહેવામાં રુચિવાળી મુખમંડિકાદેવી તારું રક્ષણ કરજો. (આ અર્થવાળો મૂલોક્ત સંસ્કૃત મંત્ર બોલવો.) ૯

## અધ્યાય ૩૬ મો

ઉપક્રમ

अथातो नैगमेषप्रतिषेधं व्याख्यास्यामः।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

હવે શિષ્યોના પૂછવાથી 'નૈગમેષ પ્રતિષેધ'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

સિંચન

बिल्वाग्निमन्थपूतीकाः कार्याः स्युः परिषेचने।
सुरासौवीरधान्याम्लैः परिषेकश्च शस्यते ॥२॥

બીલી, અરણી અને કરંજના ક્વાથનું નૈગમેષના વળગાડવાળા બાળકના શરીર પર સિંચન કરવું. સુરા, ફોતરાં વગરના કાચા અથવા પકવેલા ઘઉંનો આટો અને ધાન્યામ્લ (ચોખાના ચૂર્ણના તથા કોદરા વગેરેનાં ચૂર્ણના આથાનું સિંચન કરવું, એ પણ ઉત્તમ ગણાય છે.) ૨

અભ્યંગ

प्रियङ्गुसरलानन्ताशतपुष्पाकुटन्नटैः ।
पचेत्तैलं सगोमूत्रैर्दधिमस्त्वम्लकाञ्जिकैः ॥३॥

ઘઉંલાં, નસોતર, ઉપલસરી, સુવા અને અરડૂસાનો કલ્ક નાખી ગોમૂત્ર, દહીંનું પાણી અને ખાટી કાંજીમાં તેલ પકવવું અને તે તેલ બાળકના શરીર પર ચોળવું. ૩

પાવાનું ઘી

पञ्चमूलद्वयक्वाथे क्षीरे मधुरकेषु च ।
पचेद्घृतं च मेधावी खर्जूरीमस्तकेऽपि च ॥४॥

બૃહત્પંચમૂળ તથા લઘુપંચમૂળના ક્વાથમાં કાકોલ્યાદિ મધુરવર્ગનો કલ્ક, ખજૂરીના ઉપરના ભાગની મજ્જા તથા દૂધ નાખી, તેમાં ઘી પકવવું. બુદ્ધિમાન વૈદ્યે આ ઘી નૈગમેષના વળગાડવાળા બાળકને પાવું. ૪

[1] નૈગમેષના વળગાડના ચિકિત્સા વિષેનો

### હાર-માળા

वचां वयःस्थां गोलोमीं जटिलां चापि धारयेत् ॥५

વજ, આંબલી અથવા ગળો, દૂર્વા અને જટા-માંસીને દોરામાં ગૂંથી તેની માળા નૈગમેષના વળગાડવાળા બાળકને નિરંતર પહેરાવી રાખવી.

### શરીર પર અભ્યંગ

उत्सादनं हितं चात्र स्कन्दापस्मारनाशनम् ॥६॥

ગયા ૨૯મા અધ્યાયના ૫મા વિષયમાં સ્કંદાપસ્મારના વળગાડનો નાશ કરવા માટે બાળકના શરીર પર જે દ્રવ્યોનો કલ્ક ચોળવાનું કહ્યું છે, તે જ દ્રવ્યોનો કલ્ક નૈગમેષના વળગાડ-વાળા બાળકના શરીર પર ચોળવો હિતકારી છે. ૬

### ધુમાડી

सिद्धार्थकवचाहिङ्गु कुष्ठं चैवाक्षतैः सह ।
भल्लातकाजमोदाश्च हितमुद्धूपन शिशोः ॥
मर्कटोलूकगृध्राणां पुरीपाणि नवग्रहे ।
धूपः सुप्ते जने कार्यो बालस्य हितमिच्छता ॥७॥

સરસવ, વજ, હિંગ, કઠ, અક્ષત, ભિલામું અને અજમોદની ધુમાડી દેવી એ નૈગમેષના વળગાડવાળા બાળકને હિતકારી થાય છે. રાતે લોકો સૂઈ રહ્યા હોય તે સમયે બાળકનું હિત ઇચ્છનારા વૈદ્યે વાંદરાની વિષ્ઠા, ઘુવડની ચરક અને ગરંજની ધુમાડી પણ દેવી. ૭

### બલિદાન

तिलतण्डुलकं माल्यं भक्ष्यांश्च विविधानपि ।
कुमारपितृमेषाय वृक्षमूले निवेदयेत् ॥
बलिं न्यग्रोधवृक्षे तु तिथौ षष्ठ्यां निवेदयेत् ॥८॥

તલ, ચોખા, પુષ્પો તથા અનેક પ્રકારનાં ભક્ષ્યોનું બલિદાન નૈગમેષને તૃપ્ત કરવા માટે વૃક્ષના મૂળમાં દેવું. છઠના રોજ એ બલિદાન વડના ઝાડની નીચે દેવું. (આ નૈગમેષ નામનો બાલગ્રહ વખત પર બાળકોનું રક્ષણ પણ કરે છે, તેથી તે કુમારપિતા પણ કહેવાય છે.) ૮

### સ્નાન

अधस्ताद्वटवृक्षस्य स्नपनं चोपदिश्यते ॥९॥

નૈગમેષના વળગાડવાળા બાળકને વડના ઝાડ નીચે ગાયત્રી અથવા નીચે આપેલા મંત્રથી મંત્રેલા જળ વડે નવડાવવો. ૯

### નૈગમેષ સંબંધી વિધાનમાં પાઠ્ય મંત્ર

अजाननश्चलाक्षिभ्रूः कामरूपी महायशाः ।
बालं पालयिता देवो नैगमेषोऽभिरक्षतु ॥१०॥

બકરાના જેવા મોઢાવાળો, ચંચળ આંખો-વાળો, ચંચળભ્રૂકુટિઓવાળો, યથેષ્ટ રૂપો ધરનારો, મોટી કીર્તિવાળો અને બાળકનું પાલન કરનારો નૈગમેષદેવ આ બાળકનું રક્ષણ કરજો. (આ અર્થ-વાળો મૂલોક્ત સંસ્કૃત મંત્ર બોલવો.) ૧૦

## અધ્યાય ૩૭ મો

### ઉપક્રમ

अथातो ग्रहोत्पत्तिमध्यायं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવાથી 'ગ્રહોત્પત્તિ'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

### બાલગ્રહો કોણે ઉત્પન્ન કર્યા?

नव स्कन्दादयः प्रोक्ता बालानां य इमे ग्रहाः ।
श्रीमन्तो दिव्यवपुषो नारीपुरुषविग्रहाः ॥
एते गुहस्य रक्षार्थं कृत्तिकोमाग्निशूलिभिः ।
सृष्टाः शरवणस्थस्य रक्षितस्यात्मतेजसा ॥ २ ॥

ઐશ્વર્યવાળા, દિવ્ય શરીરોવાળા અને જેઓમાં છનો આકાર સ્ત્રીઓના જેવો છે તથા ત્રણનો આકાર પુરુષોના જેવો છે,[2] એવા આ

---

૧ ગ્રહોની ઉત્પત્તિ, બાળકોને વળગાડનું કારણ અને વળગાડોની કષ્ટસાધ્યતા તથા અસાધ્યતા વિષેનો.

૨ શકુની, રેવતી, પૂતના, અંધપૂતના, શીતપૂતના અને મુખમંડિકા એ ૭ બાલગ્રહો સ્ત્રીઓના આકારવાળા છે અને સ્કંદ, સ્કંદાપસ્માર તથા નૈગમેષ એ ત્રણ ગ્રહો પુરુષોના આકારવાળા છે.

સ્કંદ આદિ જે નવ બાલગ્રહો કહેવામાં આવ્યા, તેઓને કાંસડાઓના વનમાં રહેલા અને પોતાની શક્તિથી જ રક્ષણ પામેલા કાર્તિકેયસ્વામીના રક્ષણ[1] માટે કૃત્તિકાઓએ, ગંગાએ, પાર્વતીએ, અગ્નિએ તથા સદાશિવે ઉત્પન્ન કરેલા છે. ૨

નવ બાલગ્રહોમાં કોને કોણે ઉત્પન્ન કર્યા?

स्त्रीविग्रहा ग्रहा ये तु नानारूपा मयेरिताः ।
गङ्गोमाकृत्तिकानां च ते भागा राजसा मताः ॥
नैगमेयस्तु पार्वत्या सृष्टो मेषाननो ग्रहः ।
कुमारधारी देवस्य गुहस्यात्मसमः सखा ॥
स्कन्दापस्मारसंज्ञो यः सोऽग्निनाग्निसमद्युतिः ।
स च स्कन्दसखा नाम विशाख इति चोच्यते ॥
स्कन्दः सृष्टो भगवता देवेन त्रिपुरारिणा ।
बिभर्त्ति चापरां संज्ञां कुमार इति स ग्रहः ॥
बाललीलाधरो योऽयं देवो रुद्राग्निसम्भवः ।
मिथ्याचारेषु भगवान् स्वयं नैव प्रवर्त्तते ॥
कुमारः स्कन्दसामान्यादत्र केचिदपण्डिताः ।
गृह्णातीत्यल्पविज्ञाना ब्रुवते देहचिन्तकाः ॥ ३ ॥

અનેક પ્રકારનાં રૂપોવાળા અને સ્ત્રીઓના જેવાં શરીરોવાળા શકુની, રેવતી, પૂતના, અંધપૂતના, શીતપૂતના અને મુખમંડિકા એ છ ગ્રહોને ગંગાએ, પાર્વતીએ અને કૃત્તિકાઓએ મળીને ઉત્પન્ન કરેલા છે. જોકે સઘળા ગ્રહો રજોગુણવાળા છે, તોપણ તેઓમાં એ છ ગ્રહો વિશેષ રજોગુણવાળા છે, એમ માનવામાં આવે છે.

બકરાના જેવા મોઢાવાળો નૈગમેષ નામનો ગ્રહ કે જે પુરુષના જેવા શરીરવાળો છે, વખત પર બાળકોનું રક્ષણ પણ કરે છે અને કાર્તિકેયસ્વામીનો પ્રાણ સમાન પ્રિય મિત્ર છે, તેને પાર્વતીએ જ ઉત્પન્ન કર્યો છે.

અગ્નિના જેવી કાંતિવાળો સ્કંદાપસ્માર નામનો ગ્રહ કે જે પુરુષના જેવા શરીરવાળો છે, તેને અગ્નિએ ઉત્પન્ન કરેલો છે અને તે સ્કંદસખા તથા વિશાખ એ નામેથી ઓળખાય છે.

સ્કંદ નામનો બાલગ્રહ કે જે પુરુષના જેવા શરીરવાળો છે, તેને ત્રિપુરનો સંહાર કરનારા સાક્ષાત્ સદાશિવે જ ઉત્પન્ન કરેલો છે. એ ગ્રહ બીજા 'કુમાર' એ નામથી પણ ઓળખાય છે. સ્કંદ અને કુમાર એ બે નામો કાર્તિકેયસ્વામીનાં પણ છે; તે ઉપરથી કાર્તિકેયસ્વામીને બાલગ્રહોમાં ગણી લેવા નહીં; કેમ કે બાળકના જેવી લીલાને ધરનારા અને સદાશિવ તથા અગ્નિથી ઉત્પન્ન થયેલા એ મોટા ઐશ્વર્યવાળા દેવ કાર્તિકેયસ્વામી બાળકોને દુઃખ દેવારૂપ દુષ્ટ કૃત્યોમાં પોતે કદી પ્રવર્તતા નથી. કેટલાક અલ્પ જ્ઞાનવાળા અપંડિત વૈદ્યો 'કુમાર અને સ્કંદ' એ બે નામો ઉપરથી ભૂલ ખાઈને કહે છે કે, 'કાર્તિકેયસ્વામી બાળકોને વળગે છે.' ૩

બાલગ્રહો બાળકોને વળગવાનું કારણ

ततो भगवता स्कन्दे सुरसेनापतौ कृते ।
उपतस्थुर्ग्रहाः सर्वे दीप्तशक्तिधरं गुहम् ॥
ऊचुः प्राञ्जलयश्चैनं वृत्तिं नः संविधत्स्व वै ।
तेषामर्थे ततः स्कन्दः शिवं देवमचोदयत् ॥
ततो ग्रहांस्तानुवाच भगवान् भगनेत्रहृत् ।
तिर्य्यग्योनिं मानुषं च दैवं च त्रितयं जगत् ॥
परस्परोपकारेण वर्त्तते धार्यतेऽपि च ।
देवा मनुष्यान् प्रीणन्ति तिर्य्यग्योनींस्तथैव च ॥
वर्त्तमानैर्यथाकालं शीतवर्षोष्णमारुतैः ।
इज्याञ्जलिनमस्कारजपहोमव्रतादिभिः ॥
नराः सम्यक् प्रयुक्तैश्च प्रीणन्ति त्रिदिवेश्वरान् ।
भागधेयं विभक्तं च शेषं किञ्चिन्न विद्यते ॥
तद्युष्माकं शुभा वृत्तिर्बालेष्वेव भविष्यति ।
कुलेषु येषु नेज्यन्ते देवाः पितर एव च ॥

---

૧ જોકે પોતાની જ શક્તિથી રક્ષિત હોવાને લીધે તેમને બીજા કોઈ પણ રક્ષકોની જરૂર ન હતી, તોપણ કૃત્તિકા વગેરેએ પુત્રપ્રેમને લીધે તેમના રક્ષણ માટે નવ બાલગ્રહો ઉત્પન્ન કરેલા છે.

ब्राह्मणाः साधवश्चैव गुरवोऽतिथयस्तथा ।
निवृत्ताचारशौचेषु परपाकोपजीविषु ॥
उच्छिन्नबलिभिक्षेषु भिन्नकांस्योपभोजिषु ।
गृहेषु तेषु ये बालास्तान् गृह्णीध्वमशङ्किताः ॥
तत्र वो विपुला वृत्तिः पूजा चैव भविष्यति ।
एवं ग्रहाः समुत्पन्ना बालान् गृह्णन्ति चाप्यतः ॥४

જે સમયે ભગવાન સદાશિવે કાર્તિકેયસ્વામીને દેવતાઓના સેનાપતિ કર્યા, તે સમયે એ સઘળા બાલગ્રહોએ પ્રદીપ્ત અંગને ધરનારા કાર્તિકેયસ્વામીની સમીપમાં આવી હાથ જોડીને વિજ્ઞપ્તિ કરી કે, 'અમોને આજીવિકા કરી આપો.' એ ઉપરથી તેઓને માટે કાર્તિકેયસ્વામીએ સદાશિવની પ્રાર્થના કરતાં મોટા ઐશ્વર્યવાળા અને ભગદેવનાં નેત્રોનું હરણ કરનારા સદાશિવે તે બાલગ્રહોને કહ્યું કે, 'આ જગત કે જે પશુપક્ષી વગેરેની જાતિ, મનુષ્યજાતિ અને દેવજાતિ એ રીતે ત્રણ જાતિઓવાળું છે, તે પરસ્પરે કરેલા ઉપકારથી વર્તે છે અને તે ઉપકારથી ટકી રહ્યું છે. દેવતાઓ તે તે યોગ્ય સમયોમાં ગરમી, વરસાદ, ઠંડી તથા પવનને ઉત્પન્ન કરી મનુષ્યો તથા પશુપક્ષીઓ વગેરેને તૃપ્ત કરે છે. મનુષ્યો યજન, હાથ જોડવા, નમસ્કાર, જપ, હોમ તથા વ્રત ઇત્યાદિ ક્રિયાઓ સારી રીતે કરી, દેવતાઓને તૃપ્ત કરે છે. પશુપક્ષી વગેરે જાતિઓ પોતાનાં દૂધ વગેરેથી તથા માંસાદિથી માણસો તથા દેવતાઓને તૃપ્ત કરે છે; અને માણસો પણ પાલન આદિથી પશુપક્ષી વગેરેને તૃપ્ત કરે છે. આ પ્રમાણે હોવાથી સઘળું તે તે ભાગોમાં વહેંચાઈ ગયું છે અને તેને લીધે કાંઈ બાકી રહ્યું નથી. માટે તમારી બધાની સારી પેઠે આજીવિકા તો બાળકોની ઉપર જ ચાલશે. જે કુળોમાં દેવતાઓનું, પિતૃઓનું, બ્રાહ્મણોનું, સાધુઓનું, ગુરુઓનું તથા અતિથિઓનું પૂજન ન થતું હોય તથા જે કુળો પવિત્રતા તથા આચારથી રહિત, નીચ વૃત્તિવાળાં, પરાઈ રસોઈઓથી જ જીવતાં, કોઈને ભિક્ષા કે બલિદાન ન આપતાં અને ફૂટી ગયેલાં કાંસાનાં વાસણોમાં જમનારાં હોય, તે કુળોમાં તથા તેવાં ઘરોમાં જે જે બાળકો હોય, તે તે બાળકોને તમો નિઃશંકપણાથી પકડજો (વળગજો); એટલે તેઓમાં તમારી મોટી આજીવિકા ચાલશે અને પૂજા પણ થશે.' ઉત્પન્ન થયેલા બાલગ્રહો આ પ્રમાણે સદાશિવની આજ્ઞાને અનુસરી બાળકોને વળગે છે. ૪

વળગાડોની કષ્ટસાધ્યતા તથા અસાધ્યતા

ग्रहोपसृष्टा बालास्तु दुश्चिकित्स्यतमा मताः ।
वैकल्यं मरणं चापि ध्रुवं स्कन्दग्रहे मतम् ॥
स्कन्दग्रहोऽत्युग्रतमः सर्वेष्वेव यतः स्मृतः ।
अन्यो वा सर्वरूपस्तु न साध्यो ग्रह उच्यते ॥५॥

બાલગ્રહોનો વળગાડ અત્યંત કષ્ટસાધ્ય જ છે. તેઓમાં પણ સ્કંદ નામના બાલગ્રહનો વળગાડ થયો હોય, તો બાળકોનાં શરીરોમાં ખોડખાંપણ અવશ્ય થાય છે અને મરણ પણ થાય છે; કારણ કે સઘળા બાલગ્રહોમાં સ્કંદગ્રહ અત્યંત ઉગ્ર છે. સ્કંદગ્રહ સિવાય બીજા કોઈ બાલગ્રહનો વળગાડ પણ જો પોતાનાં સઘળાં લક્ષણોથી યુક્ત થયો હોય, તો અસાધ્ય જ છે. ૫

## અધ્યાય ૩૮ મો

### ઉપક્રમ

अथातो योनिव्यापत्प्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

હવે શિષ્યોના પૂછવાથી 'યોનિવ્યાપત્પ્રતિષેધ'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

૧ યોનિરોગોની સંખ્યા, નિદાનો, લક્ષણો તથા ચિકિત્સા વિષેનો. યોનિરોગો બાળકોનાં શરીરમાં વિકારોનાં કારણરૂપ થાય છે, એટલા માટે યોનિરોગોના અધ્યાયને કૌમારભૃત્ય તંત્રમાં દાખલ કર્યો છે.

યોનિરોગોનાં નિદાનોમાં વાયુની પ્રધાનતા

प्रवृद्धलिङ्गं पुरुषं यात्यर्थमुपसेवते ।
रूक्षदुर्बलबालायास्तस्या वायुः प्रकुप्यति ॥
स दुष्टो योनिमासाद्य योनिरोगाय कल्पते ॥२॥

જાડા તથા લાંબા લિંગવાળા પુરુષનું અત્યંત સેવન કરવા વગેરે કારણોથી રૂક્ષ, દુર્બળ તથા નાની ઉંમરની સ્ત્રીના શરીરમાં વાયુ પ્રકુપિત થાય અને પ્રકુપિત થયેલો વાયુ પોતપોતાનાં કારણોથી પ્રકુપિત થયેલા પિત્ત તથા કફને પોતાની સાથે લઈ યોનિમાં આવીને યોનિરોગો ઉત્પન્ન કરે છે. ૨

યોનિરોગોની સંખ્યા

त्रयाणामपि दोषाणां यथास्वं लक्षणेन तु ।
विंशतिर्व्यापदो योनेर्निर्दिष्टा रोगसंग्रहे ॥ ३ ॥

યોનિરોગો વાતપ્રધાન હોય છે, છતાં ત્રણે દોષોનાં પોતપોતાનાં જુદાં જુદાં લક્ષણોથી મિશ્ર હોવાને લીધે વાતિક, પૈત્તિક, શ્લૈષ્મિક અને સાન્નિપાતિક એમ મુખ્ય ચાર ભેદોમાં વહેંચાય છે. પ્રત્યેક ભેદના પાંચ પાંચ પેટા ભેદો ઉપરથી રોગસંગ્રહમાં યોનિરોગોની વીસની સંખ્યા થાય છે.

યોનિરોગોના દૂરનાં નિદાનોમાં દૈવનું નિદાનપણું

मिथ्याचारेण याः स्त्रीणां प्रदुष्टेनार्त्तवेन च ॥
जायन्ते बीजदोषाच्च दैवाच्च शृणु ताः पृथक् ॥४॥

જાડા તથા લાંબા લિંગવાળા પુરુષોનાં સેવન વગેરે સ્ત્રીઓના દુરાચારોથી, દુષ્ટ થયેલા રજથી, પુરુષના દુષ્ટ થયેલા વીર્યથી અને વખત પર દૈવગતિથી પણ યોનિરોગો થાય છે. હવે એ યોનિરોગોનું વિસ્તારથી નિરૂપણ કરું છું, તે સાંભળો. ૪

યોનિરોગોના પેટારોગોનાં નામો

उदावर्त्ता तथा वन्ध्या विप्लुता च परिप्लुता ।
वातला चेति वातोत्था पित्तोत्था रुधिरक्षरा ॥
वामिनी स्रंसिनी चापि पुत्रघ्नी पित्तला च या ।
अत्यानन्दा च या योनिः कर्णिनी चरणाद्वयम् ॥
श्लैष्मिका सकफा ज्ञेया षण्डाख्या फलिनी तथा ।
महती सूचिवक्त्रा च सर्वजेति त्रिदोषजा ॥५॥

વાતિક યોનિરોગોના ઉદાવર્ત્તા, વંધ્યા, વિપ્લુતા, પરિપ્લુતા અને વાતલા એ પાંચ ભેદો છે. પૈત્તિક યોનિરોગોના રુધિરક્ષરા, વામિની, સ્રંસિની, પુત્રઘ્ની અને પિત્તલા એ પાંચ ભેદો છે. શ્લૈષ્મિક (કફ સંબંધી) યોનિરોગોના અત્યાનંદા, કર્ણિકા, આનંદચરણા, અતિચરણા અને શ્લેષ્મલા એ પાંચ ભેદો છે. સાન્નિપાતિક યોનિરોગોના ષંડા, ફલિની, મહતી, સૂચિવક્ત્રા અને ત્રિદોષિણી એ પાંચ ભેદો છે. ૫

વાતિક યોનિરોગોના પાંચ ભેદોના જુદાં જુદાં લક્ષણો

सफेनिलमुदावर्ता रजः कृच्छ्रेण मुञ्चति ।
वन्ध्यां नष्टार्त्तवां विद्याद्विप्लुतां नित्यवेदनाम् ॥
परिप्लुतायां भवति ग्राम्यधर्मे रुजा भृशम् ।
वातला कर्कशा स्तब्धा शूलनिस्तोदपीडिता ।
चतसृष्वपि चाद्यासु भवन्त्यनिलवेदनाः ॥ ६ ॥

યોનિમાંથી અત્યંત કષ્ટપૂર્વક ફીણવાળું રજ નીકળતું હોય તો તે યોનિરોગ **ઉદાવર્ત્તા** કહેવાય છે. યોનિ સર્વદા રજવગરની જ રહેતી હોય, એટલે કદી પણ રજવાળી ન થતી હોય, એ યોનિરોગ **વંધ્યા** કહેવાય છે. યોનિ સર્વદા વેદનાયુક્ત જ રહ્યા કરે, એ યોનિરોગ **વિપ્લુતા** કહેવાય છે. મૈથુનના સમયે યોનિમાં અત્યંત વેદના થતી હોય, તે યોનિરોગ **પરિપ્લુતા** કહેવાય છે. યોનિ કઠણ, ખરસટ, અક્કડ અને વાયુ સંબંધી શૂળથી તથા સોઈ વડે ભોંકાયા જેવી વેદનાથી યુક્ત રહેતી હોય, એ યોનિરોગ **વાતલા** કહેવાય છે. જોકે વાયુરૂપ દોષવાળા ઉપર કહેલા ચારે યોનિરોગોમાં સોયથી ભોંકાયા જેવી પીડા વગેરે વાયુ સંબંધી વેદનાઓ થાય છે; તોપણ આ પાંચમા પ્રકારના વાતિક યોનિરોગમાં તો એ

વેદનાઓ અત્યંત થાય છે; માટે તેનું બીજું નામ ન આપતાં 'વાતલા' એ જ નામ આપ્યું છે. ૬

પૈત્તિક યોનિરોગના પાંચ ભેદોનાં જુદાં જુદાં લક્ષણો

सदाहं प्रक्षरत्यस्रं यस्याः सा लोहितक्षरा ।
सवातमुद्गिरेद्वीजं वामिनि रजसा युतम् ॥
प्रस्रंसिनी स्पन्दते तु क्षोभिता दुष्प्रसूश्च या ।
स्थितं स्थितं हन्ति गर्भं पुत्रघ्नी रक्तसंस्रवात् ॥
अत्यर्थं पित्तला योनिर्दाहपाकज्वरान्विता ।
चतसृष्वपि चाद्यासु पित्तलिङ्गोच्छ्रयो भवेत् ॥७॥

યોનિમાંથી દાહવાળું લોહી ઝરતું હોય તો તે યોનિરોગ **રુધિરક્ષરા** કહેવાય છે. યોનિમાંથી પુરુષનું વીર્ય રજની સાથે તથા પવન સાથે બહાર નીકળી જતું હોય, તો તે યોનિરોગ **વામિની** કહેવાય છે. યોનિ મર્દન પામવાને લીધે ઠેકાણા પરથી કાંઈક ચલિત થઈને બહાર નીકળી હોય અને માંડ પ્રસવ કરે એવી થઈ ગઈ હોય, તે યોનિરોગ **સ્રંસિની** કહેવાય છે. યોનિ વારંવાર રહેતા ગર્ભનો લોહીના સ્રાવથી નાશ કરી નાખતી હોય, તે યોનિરોગ **પુત્રઘ્ની** કહેવાય છે. યોનિ દાહથી, પાકવાથી તથા જ્વરથી અત્યંત યુક્ત હોય, એ યોનિરોગ **પિત્તલા** કહેવાય છે. જોકે પિત્તરૂપ દોષવાળા ઉપર લખેલા ચારે યોનિરોગોમાં દાહ તથા પાકવું વગેરે પિત્ત સંબંધી વેદનાઓ થાય છે, તોપણ આ પાંચમા પ્રકારના પૈત્તિક યોનિરોગમાં તો એ વેદનાઓ અત્યંત થાય છે, માટે તેનું બીજું નામ ન આપતાં 'પિત્તલા' એ જ નામ આપ્યું છે. ૭

શ્લૈષ્મિક યોનિરોગના પાંચ ભેદોનાં જુદાં જુદાં લક્ષણો

अत्यानन्दा न सन्तोषं ग्राम्यधर्म्मेण गच्छति ।
कर्णिन्यां कर्णिका योनौ श्लेष्मासृग्भ्यां तु जायते ॥
मैथुनाचरणात्पूर्वं पुरुषादतिरिच्यते ।
बहुशश्चातिचरणादन्या बीजं न विन्दति ॥
श्लेष्मला पिच्छिला योनिः कण्डूयुक्तातिशीतला ।
चतसृष्वपि चाद्यासु श्लेष्मलिङ्गोच्छ्रितिर्भवेत् ॥८॥

યોનિ મૈથુનથી સંતોષ જ ન પામતી હોય, એ યોનિરોગ **અત્યાનંદા** કહેવાય છે. યોનિમાં કફ તથા લોહીથી ડોડી જેવા આકારવાળી ગાંઠ થઈ હોય, એ યોનિરોગ **કર્ણિકા** કહેવાય છે. યોનિ મૈથુનના સમયે પુરુષનું વીર્ય પડ્યા પહેલાં જ રજ મૂકતી હોય, તે યોનિરોગ **આનંદચરણા** કહેવાય છે. આ રોગવાળી યોનિમાં પુરુષનું વીર્ય સ્થિતિ પામી શકતું નથી. વારંવાર મૈથુન કરાવવાને લીધે સોજો થઈ જવાથી યોનિમાં પુરુષનું વીર્ય સ્થિતિ પામી શકતું ન હોય, એ યોનિરોગ **અતિચરણા** કહેવાય છે. યોનિ ચીકાશવાળી, ખરજવાળી તથા અતિ શીતળ હોય, એ યોનિરોગ **શ્લેષ્મલા** કહેવાય છે. જોકે કફરૂપ દોષવાળા ઉપર લખેલા એ ચારે યોનિરોગોમાં ચીકાશ તથા ખરજ વગેરે કફનાં ચિહ્નો હોય, તોપણ આ પાંચમા પ્રકારના શ્લૈષ્મિક યોનિરોગમાં તો એ ચિહ્નો અત્યંત હોય છે; માટે તેનું બીજું નામ ન આપતાં 'શ્લેષ્મલા' એ જ નામ આપ્યું છે. ૮

સાન્નિપાતિક યોનિરોગોના પાંચ ભેદોનાં જુદાં જુદાં લક્ષણો

अनार्त्तवस्तना षण्डी खरस्पर्शा च मैथुने ।
अतिकायगृहीतायास्तरुण्याः फलिनी भवेत् ॥
विवृतातिमहायोनिः सूचीवक्त्रातिसंवृता ॥
सर्वलिङ्गसमुत्थाना सर्वदोषप्रकोपजा ।
चतसृष्वपि चाद्यासु सर्वलिङ्गोच्छ्रितिर्भवेत ॥९॥

તરુણ અવસ્થાવાળી સ્ત્રીની યોનિમાં જાડા તથા લાંબા લિંગવાળો પુરુષ મૈથુન કરે, તેથી યોનિ વૃષણની પેઠે લટકતી થઈ જાય છે એ યોનિરોગ **ફલિની** કહેવાય છે. યોનિ અત્યંત મોટાં છિદ્રવાળી હોય, એ યોનિરોગ **મહતી** કહેવાય છે. યોનિ અત્યંત સૂક્ષ્મ છિદ્રવાળી હોય, એ યોનિરોગ **સૂચીવક્ત્રા** કહેવાય છે. યોનિમાં સઘળા દોષોના પ્રકોપને લીધે સઘળા દોષોનાં ચિહ્નો ઊઠેલાં હોય, એ યોનિરોગ **ત્રિદોષિણી** કહેવાય છે. જોકે ત્રણે દોષોવાળા ઉપર લખેલા એ ચારે યોનિરોગોમાં રજથી રહિતપણું વગેરે ત્રણે દોષોનાં ચિહ્નો હોય છે, તો પણ આ પાંચમા પ્રકારના ત્રૈદોષિક (સાન્નિપાતિક) રોગમાં તો એ ચિહ્નો અત્યંત હોય છે; માટે તેનું બીજું નામ ન આપતાં 'ત્રિદોષિણી' એ જ નામ આપ્યું છે. (આ ત્રિદોષિણી નામના યોનિરોગમાં રૂક્ષતા તથા સોયથી ભોંકાયા જેવી વ્યથા વગેરે વાયુનાં ચિહ્નો, દાહ તથા ચોસ વગેરે પિત્તનાં ચિહ્નો અને ચીકાશ તથા ખરજ વગેરે કફનાં ચિહ્નો પણ હોય છે.) ૯

**વીશ યોનિરોગોમાં પાંચ રોગો અસાધ્ય છે**

पञ्चासाध्या भवन्तीमा योनयः सर्वदोषजाः ॥१०

પંઢી, ફલિની, મહતી, સૂચીવક્ત્રા અને ત્રિદોષિણી, એ પાંચ સાન્નિપાતિક યોનિરોગો અસાધ્ય છે. ૧૦

**યોનિરોગોની સામાન્ય તથા વિશિષ્ટ ચિકિત્સાઓ**

प्रतिदोषं तु साध्यासु स्नेहादिक्रम इष्यते ।
दद्यादुत्तरबस्तींश्च विशेषेण यथोदितान् ॥
कर्कशां शीतलां स्तब्धामपस्पर्शां च मैथुने ।
कुम्भीस्वेदैरुपचरेत्सानूपौदकसंयुतैः ॥
मधुरौषधसंयुक्तान् वेशवारांश्च योनिषु ।
निक्षिपेद्धारयेच्चापि पिचुतैलमतन्द्रितः ॥
धावनानि च पथ्यानि कुर्वीतापूरणानि च ।
ओपचोपान्वितास्वुक्तं कुर्याच्छीतं विधिं भिषक् ॥
दुर्गन्धां पिच्छिलां चापि चूर्णैः पञ्चकषायजैः ॥
पूरयेद्राजवृक्षादिकषायैश्चापि धावनम् ।
योन्यां तु पूयस्राविण्यां शोधनद्रव्यसंभृतैः ।
सगोमूत्रैः सलवणैः पिण्डैरापूरणं हितम् ॥
बृहतीफलकल्कस्य द्विहरिद्रायुतस्य च ।
कण्डूमतीमपस्पर्शां पूरयेद्धूपयेत्तथा ॥
वर्त्तिं प्रदद्यात्कर्णिन्यां शोधनद्रव्यसम्भृताम् ।
प्रस्रंसिनीं घृताभ्यक्तां क्षीरस्विन्नां प्रवेशयेत् ॥
पिधाय वेशवारेण ततो बन्धं समाचरेत् ।
प्रतिदोषं विदध्याच्च सुरारिष्टासवान् भिषक् ॥
प्रातःप्रातर्निषेवेत रसोनादुद्धृतं रसम् ।
क्षीरमांसरसप्रायमाहारं विदधीत च ॥
शुक्रार्त्तवादयो दोषाः स्तनरोगाश्च कीर्त्तिताः ।
क्लैब्योत्थानानि मूढस्य गर्भस्य विधिरेव च ॥
गर्भिणीप्रतिरोगेषु चिकित्सा चाप्युदाहृता ।
तां सर्वथा प्रयुञ्जीत योनिव्यापत्सु बुद्धिमान् ॥
अपप्रजातारोगांश्च चिकित्सेदुत्तराद्भिषक् ॥ ११ ॥

પાંચ સાન્નિપાતિક સિવાય બાકીના પંદર યોનિરોગો સાધ્ય છે; તેઓમાંનો કોઈ યોનિ-રોગ થયો હોય, તો તે જ દોષ સંબંધી હોય, તે દોષ ટાળનારા <u>સ્નેહન</u>, તથા <u>સ્વેદનસંસ્કાર</u> આપી <u>વમન</u>વિરેચનાદિક- ક્રિયાઓ પણ તે જ દોષને હણનારાં દ્રવ્યોથી ગોઠવીને ખાસ કરી ઉત્તર-બસ્તિઓ દેવી; તે પણ તેવા જ પ્રકારની દેવી.

યોનિ ખરસટ, શીતળ, અક્કડ તથા મૈથુનમાં ખરાબ સ્પર્શવાળી હોય, તો તેને જંગલી તથા જળચર પ્રાણીઓનાં માંસોથી તથા વાતહર દ્રવ્યોના ક્વાથથી કુંભીસ્વેદો દેવા. (જંગલી તથા જળચર પ્રાણીઓના માંસના રસને ઉકાળી તેથી તથા વાતહર દ્રવ્યોના ક્વાથથી ભરેલી ધગધગતી હાંડલીને ધરતીમાં નાખી, તેના ઉપર માંચી

વગેરે આસન પર સ્ત્રીને બેસાડી, ક્વાથમાં અગ્નિથી તપાવેલા લોઢાના અથવા પથરાના કકડા નાખીને તેનો બાફ યોનિમાં લેવડાવવો, એ કુંભીસ્વેદ કહેવાય છે. )

સૂંઠ, મરી, પીપર, ધાણાં, જીરું, દાડમ અને પીપરીમૂળના ચૂર્ણને મધુર ઔષધોથી મિશ્ર કરીને બનાવેલો તે વેસવાર અથવા સૂત્રસ્થાનના ૪૬ મા અધ્યાયના ૨૨૬ મા વિષયમાં કહેલો વેસવાર અથવા એવા જ પ્રકારના બીજા પણ વેસવારો યોનિમાં નખાવવા અને આળસ છોડી દઈ, વાતહર દ્રવ્યોના ક્વાથ તથા કલ્કથી પકવેલા તેલનું પોતું પણ યોનિમાં ધરાવવું. વાતહર દ્રવ્યોના ક્વાથોથી યોનિને ધોવડાવવી અને તે દ્રવ્યોનાં ચૂર્ણાદિક યોનિમાં ભરાવવાં.

જો યોનિ દાહ તથા ચોસથી યુક્ત હોય, તો વૈદ્યે પિત્તને હણનારી શીતળ ક્રિયાઓ કરવી.

યોનિ દુર્ગંધવાળી કે ચીકણી હોય તો તેમાં વડ, ઊંબરો, મોટી પીપર, બોલસરી અને પારસપીપળાનાં ચૂર્ણો ભરાવવાં અને આરગ્વધાદિ ગણના ક્વાથોથી યોનિને ધોવડાવવી.

યોનિમાંથી પરુનો સ્રાવ થતો હોય, તો સૂત્રસ્થાનના મિશ્રક નામના ૩૬ મા અધ્યાયમાં કહેલાં શોધન દ્રવ્યોના ગોમૂત્ર તથા સૈંધવ સહિત પિંડો બનાવીને તે પિંડો યોનિમાં નખાવવા હિતકારી છે.

યોનિ ખરજવાળી તથા ખરાબ સ્પર્શવાળી હોય, તો તેમાં ભોરીંગણીના ફળોનો, હળદરનો તથા દારુહળદરનો કલ્ક કરીને તે ભરાવવો અને એ ભોરીંગણીનાં ફળ વગેરે દ્રવ્યોના ચૂર્ણની જ ધુમાડી દેવી.

જો કર્ણિકા નામનો યોનિરોગ થયો હોય, તો યોનિમાં શોધન દ્રવ્યોની વાટ નખાવવી. (શોધન દ્રવ્યો સૂત્રસ્થાનના ૩૬ મા અધ્યાયમાં કહ્યાં છે. )

જો સ્રંસિની નામનો યોનિરોગ થયો હોય, તો તેને ઘીનો અભ્યંગ કરી દૂધનો બાફ દઈ, અંદર પેસાડી દેવો અને પછી સૂંઠ, મરી, પીપર, ધાણા, જીરું, દાડમ અને પીપરીમૂળના હવેજથી-લોટથી તેના મોઢાને બંધ કરી પાટો બાંધવો. યોનિને ઘીનો અભ્યંગ કરી, દૂધનો બાફ દઈ અંદર પેસાડી દેવી અને પછી સૂત્રસ્થાનના ૪૬ મા અધ્યાયના ૨૨૬ મા વિષયમાં કહેલા વેસવારથી તેના મોઢાને બંધ કરીને પાટો બાંધવો હિતકારી છે.

યોનિરોગ જે જે દોષથી થયો હોય, તે તે દોષને મટાડે એવાં સુરા, અરિષ્ટો અને આસવો યોજવા અને નિત્ય પ્રભાતે લસણના રસનું સેવન કરાવવું.

યોનિરોગવાળી સ્ત્રીને જેમાં માંસનો રસો અને દૂધ વગેરે હોય એવો આહાર વૈદ્યે ગોઠવી દેવો.

બીજા પણ ઘણા ઘણા વિષયો આ કૌમારભૃત્યતંત્રને લગતા છે; પરંતુ તેઓ અમારી પંચસ્થાનાત્મક સંહિતામાં કહેવાઈ ગયા છે, તેથી અહીં તેઓની પુનરુક્તિ કરવી છોડી દઈએ છીએ. વીર્ય તથા રજ વગેરેના દોષો, શારીરસ્થાનના ' શુક્રશોણિતશુદ્ધિશારીર ' નામના બીજા અધ્યાયમાં લક્ષણો તથા ચિકિત્સાઓ સહિત કહેવાઈ ગયા છે. સ્તનરોગોનાં લક્ષણો નિદાનસ્થાનના દસમા અધ્યાયમાં અને તેઓની ચિકિત્સાઓ ચિકિત્સાસ્થાનના ૧૭ મા અધ્યાયમાં કહેવાઈ ગયેલ છે. નપુંસકપણાનાં નિદાનો તથા તેની ચિકિત્સાઓ ચિકિત્સાસ્થાનના ૨૯ મા અધ્યાયમાં કહેવાઈ ગયેલ છે. મૂઢગર્ભનાં લક્ષણો નિદાનસ્થાનના ૮ મા અધ્યાયમાં અને ચિકિત્સાઓ, ચિકિત્સાસ્થાનના ૧૫મા અધ્યાયમાં કહેવાઈ ગયેલ છે. ગર્ભિણીની માસાનુમાસિક વગેરે ચિકિત્સાઓ તથા તેના સ્વસ્થપણામાં કરવાની ચિકિત્સાઓ, શારીરસ્થાનના ૧૦ મા અધ્યાયમાં કહેવાઈ ગઈ છે કે

જ ચિકિત્સાઓ બુદ્ધિમાન વૈદ્યે યોનિરોગો ઉપર પણ સર્વથા યથાયોગ્ય સમજવી જોઈએ.

સ્ત્રીને અકાળ પ્રસવથી અપતાનક આદિ રોગો થયેલ હોય, તો તેઓની ચિકિત્સાઓ પણ અહીં કહેવી બાકી રહેતી નથી; કેમ કે એ ચિકિત્સાઓ, ચિકિત્સાસ્થાનમાં કહેલી અપતાનક આદિ રોગોની ચિકિત્સાઓથી જુદી પડતી નથી; તેમ જ અકાળ પ્રસવથી જ્વર વગેરે રોગો થયા હોય છે, તેઓની ચિકિત્સાઓ પણ અહીં કહેવી રહેતી નથી; કેમ કે એ ચિકિત્સાઓ હવે પછીના અધ્યાયોમાં કહેવાતી જ્વર વગેરેની ચિકિત્સાઓ ઉપરથી ગોઠવી શકાય તેમ છે. ૧૧

(કૌમારભૃત્યતંત્ર સમાપ્ત)

## કાયચિકિત્સાતંત્ર[1]

### અધ્યાય ૩૯ મો

ઉપક્રમ

अथातो ज्वरप्रतिषेधं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવાથી 'જ્વરપ્રતિષેધ'[2] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલુ છે. ૧

સુશ્રુત આદિ શિષ્યોનો પ્રશ્ન

येनामृताम . ... पादुद्धृतं पूर्वजन्मनि ।
यतोऽमरत्वं सम्प्राप्ता ... स्त्रिदिवेश्वरात् ॥
शिष्यास्तं देवमासीनं पप्रच्छुः सुश्रुतादयः ।
व्रणस्योपद्रवाः प्रोक्ता व्रणिनामप्यतः परम् ॥
समासाद्व्यासतश्चैव ब्रूहि नो भिषजां वर ।
उपद्रवेण जुष्टस्तु व्रणः कृच्छ्रेण सिध्यति ॥
उपद्रवास्तु व्रणिनः कृच्छ्रसाध्याः प्रकीर्तिताः ।
प्रक्षीणबलमांसस्य दोषधातुपरिक्षयात् ॥
तस्मादुपद्रवान्कृत्स्नान्ब्रूहि नः सचिकित्सितान् ।
सर्वकायचिकित्सासु ये दृष्टाः परमर्षिभिः ॥ २ ॥

પોતાના સ્થાનમાં બિરાજેલા દેવ ધન્વંતરિ ભગવાન, કે જેમણે પૂર્વજન્મમાં ક્ષીરસાગરમાંથી અમૃત કાઢયું હતું અને જેમની એ અમૃત આપવારૂપ કૃપાથી દેવતાઓ અમરપણું પામીને સ્વર્ગનું આધિપત્ય મેળવી શક્યા હતા, તેમને સુશ્રુત આદિ શિષ્યોએ પૂછયું કે, 'આપે સૂત્રસ્થાનના ૨૨મા અધ્યાયમાં વ્રણના ગંધ, વર્ણ, સ્રાવ તથા વેદના વગેરે ઉપદ્રવો કહ્યા છે અને તે પછી ચિકિત્સાસ્થાનના પહેલા અધ્યાયના ૯૧મા વિષયમાં વ્રણવાળાઓનો જ્વર, અતિસાર, મૂર્છા તથા હેડકી વગેરે ઉપદ્રવો પણ સંક્ષેપથી કહ્યા છે. હે વૈદ્યોમાં ઉત્તમ! હવે વ્રણવાળાઓના એ જ્વરાદિક ઉપદ્રવો વિષે અમારી પાસે વિસ્તારથી નિરૂપણ કરો. જેમ વ્રણ જો ઉપદ્રવોથી સંયુક્ત થયો હોય, તો કષ્ટસાધ્ય થઈ પડે છે એમ આપે કહ્યું છે, તેમ જ જેનું બળ તથા માંસ અને બીજી ધાતુઓ પણ ક્ષીણ થઈ હોય, એવા વ્રણવાળા માણસને થયેલા જ્વરાદિ ઉપદ્રવો પણ કષ્ટસાધ્ય થઈ પડે છે, એમ પણ આપે કહ્યું છે. જ્વર વગેરેના કષ્ટસાધ્યપણાને લીધે તેનાં નિદાનો તથા ચિકિત્સાદિક જાણવાની અમને ઇચ્છા થઈ છે; માટે ઉપદ્રવોરૂપ થતા તથા મૂળ વ્યાધિઓરૂપ થતા તે સઘળા રોગોનાં નિદાનાદિક તથા ચિકિત્સાઓ અમને કહી સંભળાવો અને સઘળા પ્રકારની કાયચિકિત્સાઓના વિષયમાં અગ્નિવેશ, ભેડ તથા જાતૂકર્ણ

૧ આ અધ્યાયથી માંડી છેક ઓગણસાઠમા અધ્યાય સુધીનો વિભાગ કાયચિકિત્સાતંત્ર કહેવાય છે. કાય એટલે દોષો, ધાતુઓ તથા મળોના સંઘાતમાં રહેનારા રોગોની અથવા કાય એટલે જઠરાગ્નિને પ્રાપ્ત થઈને રહેનારા રોગોની આ વિભાગમાં ચિકિત્સા કહી છે, તેથી આ વિભાગ કાયચિકિત્સાતંત્ર કહેવાય છે -સૂત્રસ્થાનના પહેલા અધ્યાયનો ૬ઠ્ઠો વિષય તથા ત્રીજા અધ્યાયનો ૮ મો વિષય વાંચો.

૨ જ્વરના નિદાનો, ભેદો, લક્ષણો તથા ચિકિત્સાના નિરૂપણ વિષેનો.

આદિ મહાત્મા ઋષિઓએ બીજા પણ જે જે રોગો વિષે કહ્યું હોય, તેઓનાં પણ નિદાનાદિક તથા ચિકિત્સાઓ કહી સંભળાવો.' ૨

જ્વરનાં નિદાન તથા ચિકિત્સાની પ્રતિજ્ઞા

**तेषां तद्वचनं श्रुत्वा प्राब्रवीद्द्विपजां वरः ।**
**ज्वरमादौ प्रवक्ष्यामि स रोगानीकराट् स्मृतः ॥३॥**

એ પ્રમાણે સુશ્રુત આદિ શિષ્યોનું વચન સાંભળી વૈદ્યોમાં ઉત્તમ ધન્વંતરિ ભગવાન બોલ્યા કે, 'હું પ્રથમ તમને જ્વરનાં (નિદાનાદિક તથા ચિકિત્સાઓ) કહી સંભળાવું છું; કેમ કે જ્વર રોગોના સૈન્યનો રાજા કહેવાય છે. ૩

જ્વર સર્વ રોગોનો રાજા હોવાનું કારણ

**रुद्रकोपाग्निसम्भूतः सर्वभूतप्रतापनः ।**
**तैस्तैर्नामभिरित्येषां सत्त्वानां परिकीर्त्यते ॥**
**जन्मादौ निधने चैव प्रायो विशति देहिनः ।**
**अतः सर्वविकाराणामयं राजा प्रकीर्त्तितः ॥ ४ ॥**

દક્ષના યજ્ઞમાં અપમાન થવાથી પ્રકુપિત થયેલા સદાશિવના કોપરૂપી-અગ્નિમાંથી જ્વર ઉત્પન્ન થયો છે. એ કેવળ માણસોને જ નહિ, પણ સઘળાં પ્રાણીઓને તપાવનારો છે અને ઘણું કરીને જન્મના આરંભમાં તથા મરણસમયમાં પણ પ્રાણીઓનાં શરીરોમાં પ્રવેશ કરે છે; માટે સઘળા વિકારોનો રાજા કહેવાય છે. એ જ્વર મનુષ્ય સિવાય બીજાંઓને લાગુ પડે, ત્યારે 'જ્વર' એ નામથી નહિ પણ બીજાં નામોથી કહેવામાં આવે છે. (જેમ કે હાથીઓનાં શરીરોમાં લાગુ પડ્યો હોય ત્યારે 'પાકલ' એ નામથી, ઘોડાઓનાં શરીરોમાં લાગુ પડ્યો હોય ત્યારે 'અભિપાતક' એ નામથી, ગાયોનાં શરીરોમાં લાગુ પડ્યો હોય ત્યારે 'ગોકર્ણક' નામથી, પક્ષીઓનાં શરીરોમાં લાગુ પડ્યો હોય ત્યારે 'મકર' નામથી, કૂતરાઓનાં શરીરમાં લાગુ પડ્યો હોય ત્યારે 'અલર્ક' નામથી, જળજંતુઓનાં શરીરોમાં લાગુ પડ્યો હોય ત્યારે 'ઇંદ્રમદ' નામથી, ઔષધિઓમાં લાગુ પડ્યો હોય ત્યારે 'જ્યોત' નામથી, ધાન્યોમાં લાગુ પડ્યો હોય ત્યારે 'ચૂર્ણક' નામથી અને જળમાં લાગુ પડ્યો હોય ત્યારે 'નીલિકા' નામથી કહેવાય છે, ઇત્યાદિ.) ૪

માણસો તથા દેવતાઓ જ જ્વર સહી શકે

**ऋते देवमनुष्येभ्यो नान्यो विषहते तु तम् ॥**
**कर्म्मणा लभते यस्माद्देवत्वं मानुषादपि ।**
**पुनश्चैव च्युतः स्वर्गान्मानुष्यमनुवर्त्तते ॥**
**तस्मात्ते देवभागेन सहन्ते मानुषा ज्वरम् ।**
**शेषाः सर्वे विपद्यन्ते तैर्य्यग्योना ज्वरार्दिताः ॥५॥**

માણસો તથા દેવતાઓ સિવાય બીજાં કોઈ પણ પ્રાણી જ્વર સહન કરી શકતાં નથી. માણસો યજ્ઞ આદિ કર્મો કરવાના અધિકારી હોવાને લીધે તેવાં કર્મો કરીને દેવપણાને પ્રાપ્ત થાય છે અને પુણ્યો ક્ષીણ થયા પછી દેવપદવીથી ભ્રષ્ટ થઈ સ્વર્ગમાંથી પડે, તોપણ પાછા મનુષ્યજન્મ જ પામે; અર્થાત્ કેટલાક માણસો દેવપદવી ભોગવવાની લાયકાત ધરાવનારાં હોય છે તથા કેટલાક માણસો દેવપદવીમાંથી આવેલાં હોય છે, તેથી પોતામાં રહેલા દિવ્ય ભાગને લીધે જ્વર સહન કરવાની શક્તિ ધરાવે છે અને દેવતાઓ તો પોતાના દિવ્ય મહિમાને લીધે જ્વર સહન કરી શકે છે. એ વિના બીજાં પશુપક્ષી વગેરે સઘળાં પ્રાણીઓ જ્વર લાગુ પડતાં મરી જ જાય છે. ૫

જ્વરનું સામાન્ય લક્ષણ

**स्वेदावरोधः सन्तापः सर्वाङ्गग्रहणं तथा ।**
**विकारा युगपद्यस्मिञ्ज्वरः स परिकीर्त्तितः ॥६॥**

જેમાં સ્વેદનો અવરોધ (પસીનાનું રોકાઈ જવું-નહિ નીકળવું), સંતાપ અને સઘળાં અંગોનું વેદનાથી ઝલાવું, એ સઘળાં લક્ષણો એકીવખતે થાય, તે રોગ જ્વર કહેવાય છે. (જોકે પિત્તજ્વરમાં પસીનો નીકળે છે, તોપણ તેટલાથી

આ લક્ષણનો વ્યભિચાર થાય છે, એમ સમજવું નહિ; કારણ કે સ્વેદનો એ અવરોધ એ ઉત્સર્ગ છે અને પિત્તજ્વરના લક્ષણમાં કહેલી સ્વેદની ઉત્પત્તિ અપવાદરૂપ છે, એમ જેજ્જટ કહે છે. ડલ્હન તો કહે છે કે, આ પસીનો નહિ નીકળવારૂપ લક્ષણાંશ પ્રાયિક છે, એટલે ઘણાખરા જ્વરોમાં લાગુ પડે છે. માટે એક પિત્તજ્વરમાં લાગુ નહિ પડવાથી તેમાં ખામી આવે છે, તોપણ હાનિ નથી. બીજા ગ્રંથકારો તો 'સ્વેદનો અવરોધ' એટલે 'દોષોથી જઠરાગ્નિનું ઢંકાવું' એવો અર્થ કરીને આ સામાન્ય લક્ષણને સંપૂર્ણ રીતે લાગુ પાડે છે. કેટલાક તો મૂળમાં 'स्वेदावरोध' એ પદને બદલે 'वेगोपरोधः' એવો પાઠ બોલે છે અને એ પાઠનો 'વાયુ, મૂત્ર તથા વિષ્ઠા વગેરેનું રોકાવું' એવો અર્થ કરે છે, કે જેથી ભાંજગડ થાય નહિ. વાગ્ભટે તો પોતે આપેલા જ્વરના સામાન્ય લક્ષણમાં ચોખ્ખી રીતે 'स्रोतोविबन्धात् प्रायेण ततः स्वेदो न जायते' એ વાક્યથી 'જ્વરોમાં સ્રોતોના માર્ગો રૂંધાઈ જવાથી ઘણું કરીને પસીનો નીકળતો નથી' એમ કહીને કશો વાંધો રહેવા દીધો નથી. 'તાપ' શબ્દ નહિ મૂકતાં 'સંતાપ' શબ્દ મૂક્યો છે, તે દેહ, ઇંદ્રિયો અને મન એ ત્રણનો તાપ સમજાવવા માટે મૂક્યો છે; કારણ કે જ્વર દેહને, ઇંદ્રિયોને તથા મનને પણ સંતાપ ઉપજાવે છે. દેહમાં જે ઉષ્ણતા થાય છે તેને દેહનો સંતાપ, ઇંદ્રિયોમાં જે વિકૃતતા થાય છે તેને ઇંદ્રિયોનો સંતાપ અને જે બેભાનપણું, અરતિ તથા ગ્લાનિ થાય છે, તેને મનનો સંતાપ સમજવો. જોકે વાયુકૃત જ્વરમાં વાયુના યોગવાહીપણાને લીધે અને પિત્તકૃત જ્વરમાં પિત્તના અગ્નિતુલ્યપણાને લીધે દેહમાં સંતાપ થવો સંભવે છે, પણ કફકૃત જ્વરમાં કફની શીતળતાને લીધે સંતાપ થવો સંભવતો નથી; છતાં જ્વરના પ્રભાવને લીધે સંતાપ થાય છે, એમ સમજવું. જ્વરનો સ્વભાવ અચિંત્ય જ છે કે જેથી સંતાપને અવશ્ય કરે છે. જેમ કે વાયુ પોતે આકાર વગરનો છે છતાં વાયુકૃત ગુલ્મમાં-શ્યામતા-થતા રક્તતા જણાય છે, એ વ્યાધિનો જ પ્રભાવ છે. કેવળ પસીનાનું રોકાવું તો કોઢના પૂર્વરૂપમાં પણ થાય છે, કેવળ સંતાપ દાહમાં પણ થાય છે અને કેવળ અંગોનું ઝલાવું 'સર્વાંગરોગ' નામના વાતવ્યાધિમાં પણ થાય છે, માટે 'આ સઘળાં લક્ષણો જેમાં ઉત્પન્ન થાય તે રોગ જ્વર કહેવાય' એમ કહ્યું છે.) ૬

જ્વરના મુખ્ય આઠ ભેદો

दोषैः पृथक् समस्तैश्च द्वन्द्वैरागन्तुरेव च ।
अनेककारणोत्पन्नः स्मृतस्त्वष्टविधो ज्वरः ॥७॥

જ્વર જોકે અનેક કારણોથી થતો હોવાને લીધે અનેક પ્રકારોવાળો છે, તોપણ સૂક્ષ્મ વિચાર કરતાં તે સઘળા પ્રકારોનો મુખ્યત્વે કરી વાતજન્ય, પિત્તજન્ય, કફજન્ય, વાતપિત્તજન્ય, વાતકફજન્ય, પિત્તકફજન્ય, સાન્નિપાતિક અને આગંતુક એ આઠ ભેદોમાં સમાવેશ થાય છે.

(જો કે ચરકે [1]વાતોલ્બણ, [2]પિત્તોલ્બણ, [3]કફોલ્બણ, [4]વાતપિત્તોલ્બણ, [5]વાતશ્લેષ્મોલ્બણ, [6]પિત્તશ્લેષ્મોલ્બણ, [7]અધિકવાત મધ્યપિત્ત હીનકફ, [8]અધિકવાત મધ્યકફ હીનપિત્ત, [9]અધિકપિત્ત મધ્યવાત હીનકફ, [10]અધિકપિત્ત મધ્યકફ હીનવાત, [11]અધિકકફ મધ્યવાત હીનપિત્ત, [12]અધિકકફ મધ્યપિત્ત હીનવાત અને [13]ત્ર્યુલ્બણ-એ રીતે સાન્નિપાતિક જ્વરના તેર ભેદ કહેલા છે અને આ ગ્રંથમાં પણ સાન્નિપાતિકના અભિન્યાસ આદિ અમુક ભેદ આપવામાં આવશે, તોપણ અહીં સર્વમાં ત્રણે દોષોથી ઉત્પન્ન થવારૂપ સમતાને લીધે તથા સઘળા સાન્નિપાતિક જ્વરોની ચિકિત્સા પણ પ્રાયશઃ એકસરખી જ આપવાની છે, તેથી સાન્નિપાતિક એક જ ગણેલો છે. જોકે આગંતુક જ્વર પણ પ્રહાર થવો આદિ અનેક કારણોના યોગને

કોઢીઓ વગેરે રક્તજન્ય વિકારો ઉત્પન્ન કરે છે.

કૃમિઓનાં નિદાનોનો વિભાગ

मापपिष्टान्नलवणगुडशाकैः पुरीषजाः ।
मांसमाषगुडक्षीरदधिशुक्तैः कफोद्भवाः ।
विरुद्धाजीर्णशाकाद्यैः शोणितोत्था भवन्ति हि ॥७॥

અડદ, પીસેલાં અન્નો, લવણો, ગોળ અને શાકોથી વિષ્ઠાના કૃમિઓ ઉત્પન્ન થાય છે. માંસ, અડદ, ગોળ, દૂધ, દહીં અને સુક્તથી કફના કૃમિઓ ઉત્પન્ન થાય છે. વિરુદ્ધ ભોજનો, અજીર્ણ અને શાકાદિકથી લોહીના કૃમિઓ ઊપજે છે. ૭

શરીરમાં કૃમિઓ ઉત્પન્ન થયાનું લક્ષણ

ज्वरो विवर्णता शूलं हृद्रोगः सदनं भ्रमः ।
भक्तद्वेषोऽतिसारश्च सञ्जातकृमिलक्षणम् ॥८॥

જ્વર, વર્ણનું બગડી જવું, શૂળ, હૃદ્રોગ, ગ્લાનિ, ભ્રમ, અન્ન ઉપર દ્વેષ અને અતિસાર—એ લક્ષણો ઉપરથી માણસના શરીરમાં કૃમિઓ ઉત્પન્ન થયેલા સમજવા. ૮

કૃમિઓની વીશ જાતોમા દૃશ્ય, અદૃશ્ય અને અસાધ્ય

दृश्यास्त्रयोदशाद्यास्तु कृमीणां परिकीर्तिताः ।
केशाद्याद्यास्त्वदृश्यास्ते द्वावाद्यौ परिवर्जयेत् ॥९॥

કૃમિઓની વીશ જાતોમાં પહેલાંની તેર જાતો જોવામાં આવે છે અને તે પછીની કેશાદ આદિ સાત જાતો જોવામાં આવતી નથી. એ વીશ જાતોમાં કેશાદ અને રોમાદ એ બે જાતોની ચિકિત્સા પ્રથમ ના પાડીને કરવી; કેમ કે એ બે જાતો અસાધ્ય છે. ૯

વિષ્ઠાના તથા કફના કૃમિઓની ચિકિત્સા

एषामन्यतमं ज्ञात्वा जिघांसुः स्निग्धमातुरम् ॥
सुरसादिविपक्वेन सर्पिषा वान्तमादितः ।
विरेचयेत्तीक्ष्णतरैर्योगैरास्थापयेच्च तम् ॥
यवकोलकुलत्थानां सुरसादेर्गणस्य च ।
विडङ्गस्नेहयुक्तेन क्वाथेन लवणेन च ॥
प्रत्यागते निरूहे तु नरं स्नातं सुखाम्बुना ।
युञ्ज्यात् कृमिघ्नैरशनैस्ततः शीघ्रं भिषग्वरः ॥
स्नेहेनोक्तेन चैनं तु योजयेत्स्नेहवस्तिना ।
ततः शिरीषकिणिहीरसं क्षौद्रयुतं पिबेत् ॥
केबूकस्वरसं वापि पूर्ववत्तीक्ष्णभोजनः ।
पलाशबीजस्वरसं कल्कं वा तण्डुलाम्बुना ॥
पारिभद्रकपत्राणां क्षौद्रेण स्वरसं पिबेत् ।
पत्तूरस्वरसं वापि पिबेद्वा सुरसादिजम् ॥
लिह्यादश्वशकृच्चूर्णं विडङ्गं वा समाक्षिकम् ।
पत्रैर्मूषिकपर्ण्या वा सुपिष्टैः पिष्टमिश्रितैः ॥
खादेत्पूपालिकान् पक्वान्धान्याम्लं च पिबेदनु ।
सुरसादिगणे तैलं पक्वं वा पानमिष्यते ॥
विडङ्गचूर्णपिष्टाभ्यां तस्मिन् भक्ष्यं तु कारयेत् ।
तत्कषायप्रपीतानां तिलानां स्नेहमेव वा ॥
श्वाविधः शकृतश्चूर्णं सप्तकृत्वः सुभावितम् ।
विडङ्गानां कषायेण त्रैफलेन तथैव च ॥
क्षौद्रेण लीढ्वानुपिबेद्रसमामलकोद्भवम् ।
अक्षाभयारसं चापि विधिरेषोऽप्यसामपि ॥
पूतीकस्वरसं वापि पिबेद्वा मधुना सह ।
पिबेद्वा पिप्पलीमूलमजामूत्रेण संयुतम् ॥
सप्तरात्रं पिबेद्घृष्टं त्रपु वा दधिमस्तुना ।
पुरीषजान्कफोत्थांश्च हन्यादेवं कृमीन्भिषक् ॥१०॥

કોઈ જાતના પણ કૃમિઓ ઉત્પન્ન થયા હોય તો તેઓનો નાશ કરવા માટે રોગીને પ્રથમ સ્નિગ્ધ કરી સુરસાદિગણના ક્વાથાદિકથી પકવેલા ઘી વડે ઊલટી કરાવી, (જોકે કૃમિવાળા માણસને ઊલટીનો નિષેધ છે, તોપણ અહીં ઊલટી કરાવવાની કહી છે; તેથી જણાય છે કે એ રોગની પહેલી અવસ્થામાં ઊલટીનો નિષેધ નથી.) પછી સૂત્રસ્થાનના ૪૪મા અધ્યાયમાં કહેલા અતિતીક્ષ્ણ વિરેચનયોગોથી વિરેચિત કરવો. વિરેચિત કર્યા પછી જવ, ગજપીપર, કળથી અને સુરસાદિગણના ક્વાથને વાવડિંગથી પકવેલા સ્નેહથી અને

સૈંધવથી યુક્ત કરી તે ક્વાથથી નિરૂહબસ્તિ દેવી. નિરૂહબસ્તિ પાછી નીકળ્યા પછી રોગીને સહેવાય તેવા ગરમ પાણીથી નવડાવી કૃમિઓને હણનારાં દ્રવ્યોથી પકાવેલાં અન્નોનું ભોજન કરાવવું; ભોજન પછી તુરત જ વાવડિંગના ક્વાથાદિકથી પકવેલા સ્નેહથી અનુવાસનબસ્તિ દેવી. આ ક્રિયાઓ કર્યા પછી નીચેના યોગો યોજવા:

૨૫૭ સુરસડિયો અને વાપુંગાંનો સ્વરસ, મધથી મિશ્ર કરી પાવો અને પછી ઉપર કહ્યા પ્રમાણે તીક્ષ્ણ દ્રવ્યોથી સંસ્કૃત કરેલું અને મધથી યુક્ત કરેલુ ભોજન દેવું; તેથી કૃમિઓ નાશ પામે છે.

ઠબૂકનો (ઠાબીનો ?) સ્વરસ મધથી મિશ્ર કરી પાવો અને પછી ઉપર કહ્યા પ્રમાણે તીક્ષ્ણ-દ્રવ્યોથી સંસ્કૃત કરેલું અને મધથી યુક્ત કરેલું ભોજન દેવું; તેથી કૃમિઓ નાશ પામે છે.

ખાખરાનાં બીનો સ્વરસ અથવા કલ્ક ચોખાના ધોણની સાથે પાઈને પછી ઉપર પ્રમાણે તીક્ષ્ણ ભોજન કરાવવાથી કૃમિઓ નાશ પામે છે.

લીંબડાનાં અથવા બકાનનાં પાંદડાંનો સ્વરસ મધ સાથે પાવો અને પછી ઉપર પ્રમાણે તીક્ષ્ણ ભોજન કરાવવાથી કૃમિઓ નાશ પામે છે.

તગડનો સ્વરસ મધ નાખી પાવો અને પછી ઉપર પ્રમાણે તીક્ષ્ણ ભોજન કરાવવાથી કૃમિઓ નાશ પામે છે.

સુરસાદિગણનો ક્વાથ મધ સાથે પાઈને, પછી ઉપર પ્રમાણે તીક્ષ્ણ ભોજન કરાવવાથી કૃમિઓ નાશ પામે છે.

ઘોડાની લાદનું ચૂર્ણ મધથી યુક્ત કરી ચટાડવું અને પછી ઉપર પ્રમાણે તીક્ષ્ણ ભોજન કરાવવાથી કૃમિઓ નાશ પામે છે.

વાવડિંગનું ચૂર્ણ મધ સાથે ચટાડી, પછી ઉપર પ્રમાણે તીક્ષ્ણ ભોજન કરાવવાથી કૃમિઓ નાશ પામે છે.

ઉંદરકન્નીનાં અથવા નેપાળાનાં પાંદડાંને સારી પેઠે વાટી જવના લોટમાં મિશ્ર કરી તે લોટના પૂડા પકવી ખવડાવવા અને તે ઉપર કાંજી પાવાથી કૃમિઓ નાશ પામે છે.

સુરસાદિગણના કલ્કથી પકવેલું તેલ પાવાથી કૃમિઓ નાશ પામે છે.

વાવડિંગનું ચૂર્ણ અને જવના લોટને મિશ્ર કરી તેનું સુરસાદિગણના તેલમાં ભક્ષ્ય પકવી ખવડાવવાથી કૃમિઓ નાશ પામે છે.

વાવડિંગના ક્વાથની ભાવના આપેલા તલોનું તેલ પાવાથી કૃમિઓ નાશ પામે છે.

શેઢાઈની વિષ્ઠાના ચૂર્ણને સાતવાર વાવડિંગના ક્વાથની અને સાતવાર ત્રિફળાના ક્વાથની સારી પેઠે ભાવનાઓ આપી તે ચૂર્ણ મધ સાથે ચટાડી, તે ઉપર આમળાં, બહેડાં તથા હરડેનો ક્વાથ મધ સાથે પાવાથી કૃમિઓ નાશ પામે છે.

કલઈ, સીસું, તાંબું, રૂપું તથા ગજવેલ વગેરે ધાતુઓના ચૂર્ણને ઉપર પ્રમાણે જ ભાવનાઓ આપી તે ચૂર્ણ મધમાં કાલવી ચટાડવું અને તે ઉપર આમળાં, બહેડાં તથા હરડેનો ક્વાથ મધની સાથે પાવાથી કૃમિઓ નાશ પામે છે.

ગુચ્છકરંજનો સ્વરસ મધ સાથે પાવાથી કૃમિઓ નાશ પામે છે.

પીપરીમૂળનું ચૂર્ણ બકરીના મૂત્રની સાથે પાવાથી કૃમિઓ નાશ પામે છે.

કલઈને દહીંના પાણીમાં ઘસી દહીંના પાણી સાથે સાત દિવસ સુધી પાવામાં આવે, તો તેથી કૃમિઓ નાશ પામે છે.

વૈદ્યે ઉપર કહ્યા પ્રમાણે યોગોની યોજનાઓ કરી વિષ્ઠાના તથા કફના કૃમિઓનો નાશ કરવો.૧૦

મસ્તકાદિમાં રહેલા કફ સંબંધી કૃમિઓની ખાસ ચિકિત્સા

शिरोहृद्घ्राणकर्णाक्षिसंसृतांश्च पृथग्विधान् ।
विशेषेणाञ्जनैर्नस्यैरवपीडैश्च साधयेत् ॥
शकृद्रसं तुरङ्गस्य सुशुष्कं भावयेदति ।
निष्काथेन विडङ्गानां चूर्णं प्रधमनं तु तत् ॥
अयश्चूर्णान्यनेनैव विधिना योजयेद्भिषक् ।
सकांस्यनीलं तैलं च नस्यं स्यात्सुरसादिके ॥११॥

મસ્તક, હૃદય, નાક, કાન તથા નેત્રોમાં રહેલા જુદા જુદા પ્રકારના કૃમિઓનો વિશેષે કરી અંજનોથી તથા અવપીડનસ્યોથી નાશ કરવો. (અહીં એમ કહેવામાં આવે છે કે, નેત્રોમાં રહેલા કૃમિઓનો અંજનોથી, નાકમાં રહેલા કૃમિઓનો અવપીડનસ્યોથી, હૃદયમાં રહેલા કૃમિઓનો આ ઉત્તરતંત્રના ૪૩ મા અધ્યાયમાં કહેલી કૃમિજન્ય હૃદ્રોગની ચિકિત્સાથી, માથામાં રહેલા કૃમિઓનો આ ઉત્તરતંત્રના ૨૬ મા અધ્યાયમાં કહેલી કૃમિજન્ય શિરોરોગની ચિકિત્સાથી અને કાનમાં રહેલા કૃમિઓનો આ ઉત્તરતંત્રના ૨૧ મા અધ્યાયમાં કહેલી કૃમિકર્ણની ચિકિત્સાથી નાશ કરવો.)

ઘોડાની લાદના સ્વરસને સારી પેઠે સૂકવી વાવડિંગના ક્વાથની અત્યંત ભાવના આપી તે ચૂર્ણનું પ્રધમનનસ્ય દેવામાં આવે, તો તેથી મસ્તક આદિમાં રહેલા કૃમિઓ નાશ પામે છે.

કલઈ વગેરે ધાતુઓના ચૂર્ણને વાવડિંગના ક્વાથની અત્યંત ભાવના આપી તે ચૂર્ણનું પ્રધમનનસ્ય દેવામાં આવે, તો તેથી મસ્તક આદિમાં રહેલા કૃમિઓ નાશ પામે છે.

સુરસાદિગણના ક્વાથમાં પકવેલા તેલને કાંસાના કાટથી મિશ્ર કરી તે તેલનું નસ્ય દેવાથી મસ્તક આદિમાં રહેલા કૃમિઓ નાશ પામે છે. ૧૧

રુધિરના કૃમિઓની ચિકિત્સા

इन्द्रलुप्तविधिश्चापि विधेयो रोमभोजिषु ।
दन्तादानां समुद्दिष्टं विधानं मुखरोगिकम् ।
रक्तजानां प्रतीकारं कुर्य्यात्कुष्ठचिकित्सिते ॥१२॥

જો રોમાદ કે કેશાદ (રુંવાડાંઓ તથા કેશો ખાનારા) કૃમિઓ થયા હોય તો ચિકિત્સાસ્થાનના ૨૦મા અધ્યાયમાં કહેલી ઇંદ્રલુપ્તની ચિકિત્સાથી તેનો નાશ કરવો.

જો દંતાદ (દાંતોને ખાનારા) કૃમિઓ થયા હોય, તો ચિકિત્સાસ્થાનના ૨૨મા અધ્યાયમાં કહેલી કૃમિદંતની ચિકિત્સાથી તેનો નાશ કરવો.

જો નખાદ (નખોને ખાનારા) આદિ કૃમિઓ થયા હોય, તો ચિકિત્સાસ્થાનના ૯મા અધ્યાયના ૨૦મા વિષયમાં કહેલી ચિકિત્સાથી તેઓનો નાશ કરવો. ૧૨

સર્વ પ્રકારના કૃમિઓ ઉપર સામાન્ય વિધાન

सुरसादिं तु सर्वेषु सर्वथैवोपयोजयेत् ॥
प्रव्यक्ततिक्तकटुकं भोजनं च हितं भवेत् ।
कुलत्थक्वाथसंसृष्टं क्षीरपानं च पूजितम् ॥१३॥

સઘળા પ્રકારના કૃમિઓ ઉપર સ્નાન તથા અનુપાનાદિક સર્વ ક્રિયાઓમાં સુરસાદિગણનો ઉપયોગ અવશ્ય કરવો, જેમાં કડવો અને તીખો રસ સારી પેઠે હોય એવું ભોજન કરાવવું અને કળથીના ક્વાથની સાથે દૂધ પાવું, એ સઘળા પ્રકારના કૃમિઓ ઉપર હિતકારી છે. ૧૩

કૃમિરોગવાળાએ પાળવાની પરેજી

क्षीराणि मांसानि घृतानि चैव
दधीनि शाकानि च पर्णवन्ति
समासतोऽम्लान्मधुरान्हिमांश्च
क्रमीन् जिघांसुः परिवर्जयेत्तु ॥१४॥

કૃમિઓનો નાશ કરવાની ઇચ્છાવાળા રોગીએ દૂધોનો, માંસોનો, ઘીનો, દહીંનો, પાંદડાંવાળાં શાકોનો, ખાટા, મધુર અને ટાઢા પદાર્થોનો ત્યાગ કરવો; એ કૃમિરોગ ઉપર સંક્ષિપ્ત પરેજી છે. ૧૪

## અધ્યાય ૫૫ મો

### ઉપક્રમ

अथात उदावर्त्तप्रतिषेधमध्यायं व्याख्यास्यामः। यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

હવે શિષ્યોના પૂછવાથી 'ઉદાવર્તપ્રતિષેધ[1]' નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

### સઘળા ઉદાવર્તોના મૂળનો નિષેધ

अधश्चोर्ध्वं च भावानां प्रवृत्तानां स्वभावतः।
न वेगान्धारयेत्प्राज्ञो वातादीनां जिजीविषुः ॥२॥

નીચેના માર્ગોથી પ્રવર્તનારા અધોવાયુ આદિ અને ઊંચેના માર્ગોથી પ્રવર્તનારા ઓડકાર આદિ સ્વાભાવિક ભાવોના વેગોને, જીવવાની ઇચ્છાવાળા સમજુ માણસે અટકાવવા નહીં. ૨

### ઉદાવર્તનાં નિદાનો તથા સંખ્યા

वातविण्मूत्रजृम्भाश्रुक्षवोद्गारवमीन्द्रियैः।
व्याहन्यमानैरुदितैरुदावर्तो निरुच्यते ॥
क्षुत्तृष्णाश्वासनिद्राणामुदावर्त्तो विधारणात्।
तस्याभिधास्ये व्यासेन लक्षणं च चिकित्सितम् ॥
त्रयोदशविधश्चासौ भिन्न एतैस्तु कारणैः।
अपथ्यभोजनाच्चापि वक्ष्यते च तथापरः ॥३॥

અધોવાયુના, વિષ્ઠાના, મૂત્રના, બગાસાંના, આંસુના, છીંકના, ઓડકારના, વમનના, વીર્યના, ક્ષુધાના, તરસના, શ્વાસના અને નિદ્રાના વેગને રોકવાથી ઉદાવર્ત ઉત્પન્ન થાય છે. ઉદાવર્તનાં લક્ષણો અને ચિકિત્સાઓ વિસ્તારથી કહેવામાં આવશે. ઉપર કહેલાં તેર કારણોને લીધે ઉદાવર્ત તેર પ્રકારનો ગણવામાં આવે છે. ચૌદમા પ્રકારનો ઉદાવર્ત અપથ્ય ભોજનથી થાય છે; તેનું લક્ષણ તથા ચિકિત્સા પાછળથી (આ અધ્યાયના ૩૨મા વિષય પછી) કહેવામાં આવશે. (વેગને અટકાવવાથી વાયુનું ઊર્ધ્વ ભ્રમણ થાય છે, તેથી તે રોગ ઉદાવર્ત કહેવાય છે. આંસુ વગેરેના વેગો રોકવાથી વાયુનું ઊર્ધ્વ ભ્રમણ કેમ થાય ? એવી શંકા થાય ત્યાં એમ સમજવું કે એ વેગો રોકવાથી અપાનવાયુ પ્રકુપિત થાય છે અને તે ઊર્ધ્વ ભ્રમણ કરવા લાગે છે.–ડલ્હન.) ૩

### અધોવાયુનો વેગ રોકવાથી ઉત્પન્ન થયેલા ઉદાવર્તનું લક્ષણ

आध्मानशूलौ हृदयोपरोधं
शिरोरुजं श्वासमतीव हिक्काम्।
कासप्रतिश्यायगलग्रहांश्च
बलासपित्तप्रसरं च घोरम्।
कुर्यादपानोऽभिहतः स्वमार्गे
हन्यात्पुरीषं मुखतः क्षिपेद्वा ॥४॥

અધોવાયુ રોકવાથી ઉદાવર્ત થયો હોય તો પેટ આફરે, શૂળ ઉત્પન્ન થાય, હૃદયમાં દબાણ અને માથામાં પીડા થાય, શ્વાસ થાય, બહુ હેડકી આવે, ખાંસી અને સળેખમ થાય, ગળું ઝલાઈ જાય, કફનો તથા પિત્તનો ભયંકર ફેલાવો થાય અને વિષ્ઠા પોતાના માર્ગે ન નીકળતાં મોઢામાંથી નીકળે છે. ૪

### વિષ્ઠાનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તનું લક્ષણ

आटोपशूलौ परिकर्त्तनं च
सङ्गः पुरीषस्य तथोर्ध्ववातः।
पुरीषमास्यादपि वा निरेति
पुरीषवेगेऽभिहते नरस्य ॥५॥

વિષ્ઠાના વેગને રોકવાથી ઉદાવર્ત થયો હોય, તો પેટમાં વેદનાવાળો ગડગડાટ થાય છે, પક્વાશયમાં શૂળ થાય છે, ગુદામાં વાઢ ચાલે છે, વિષ્ઠાની અટકાયત થાય છે, ઓડકાર આવે છે અને વખતે મોઢામાંથી વિષ્ઠા નીકળે છે. ૫

---

[1] ઉદાવર્તોના નિદાનો, સંખ્યા, લક્ષણો અને ચિકિત્સાઓના નિરૂપણ વિષેનો.

મૂત્રનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તનું લક્ષણ

मूत्रस्य वेगेऽभिहते नरस्तु
कृच्छ्रेण मूत्रं कुरुतेऽल्पमल्पम् ॥
मेढ्रे गुदे वङ्क्षणमुष्कयोश्च
नाभिप्रदेशेष्वथ चापि मूर्ध्नि ।
आनद्धबस्तेश्च भवन्ति तीव्राः
शूलाश्च शूलैरिव भिन्नमूर्तेः ॥६॥

મૂત્રના વેગને રોકવાથી ઉદાવર્ત થયો હોય, તો ઘણા કષ્ટથી થોડું થોડું મૂતરી શકાય છે, પેડુ ચડી આવે છે અને જાણે ત્રિશૂળોથી શરીર ભેદાતું હોય, તેમ લિંગમાં, ગુદામાં, સાથળોનાં મૂળોમાં, વૃષણોમાં, નાભિને લગતા પ્રદેશોમાં અને માથામાં પણ તીવ્ર શૂળો ઊપજે છે. ૬

બગાસાંનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તનું લક્ષણ

मन्यागलस्तम्भशिरोविकारा
जृम्भोपघातात्पवनात्मकाः स्युः ।
श्रोत्राननघ्राणविलोचनोत्था
भवन्ति तीव्राश्च तथा विकाराः ॥७॥

બગાસાંના વેગને રોકવાથી ઉદાવર્ત થયો હોય, તો ડોક તથા ગળું ઝલાઈ જાય છે, માથામાં સૂર્યાવર્ત આદિ પવનાત્મક રોગો થાય છે અને કાનમાં, મોઢામાં, નાકમાં તથા નેત્રોમાં પણ તીવ્ર વિકારો ઉત્પન્ન થાય છે. ૭

આંસુનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તનું લક્ષણ

आनन्दजं शोकसमुद्भवं वा
नेत्रोदकं प्राप्तममुञ्चतो हि ।
शिरोगुरुत्वं नयनामयाश्च
भवन्ति तीव्राः सह पीनसेन ॥८॥

આનંદથી અથવા શોકથી પ્રાપ્ત થયેલા આંસુના વેગને રોકવાથી ઉદાવર્ત થયો હોય, તો માથામાં ભારેપણું થાય છે, આંખોના તીવ્ર રોગો થાય છે અને સળેખમ પણ થાય છે. ૮

છીંકનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તનું લક્ષણ

भवन्ति गाढं क्षवथोर्विघाता-
च्छिरोऽक्षिनासाश्रवणेषु रोगाः ॥९॥

છીંકના વેગને રોકવાથી ઉદાવર્ત થયો હોય, તો માથું, નેત્રો, નાક તથા કાનોમાં તીવ્ર રોગો ઉત્પન્ન થાય છે. ૯

ઓડકારનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તનુ લક્ષણ

कण्ठास्यपूर्णत्वमतीव तोदः
कूजश्च वायोरथवाऽप्रवृत्तिः ॥
उद्गारवेगेऽभिहते भवन्ति
जन्तोर्विकाराः पवनप्रसूताः ॥१०॥

ઓડકારના વેગને રોકવાથી ઉદાવર્ત થયો હોય, તો ગળું તથા મોઢું જાણે કોળિયાથી ભરપૂર થઈ રહ્યાં હોય એવાં થઈ જાય છે, હૃદય તથા આમાશયમાં ખૂબ પીડા થાય છે, પેટમાં પવનનો અસ્ફુટ શબ્દ થાય છે અથવા શ્વાસ આદિના રોકાણને લીધે વાયુની પ્રવૃત્તિ થતી નથી અને બીજા હેડકી આદિ પવન્ સંબંધી વિકારો પણ થાય છે. ૧૦

વમનનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તનું લક્ષણ

छर्देर्विघातेन भवेच्च कुष्ठं
येनैव दोषेण विदग्धमन्नम् ॥११॥

વમનના વેગને રોકવાથી ઉદાવર્ત થયો હોય, તો જે દોષથી અન્ન દુષ્ટ થયું હોય, તે દોષથી કોઢ થાય છે અને અરોચક આદિ બીજા વિકારો પણ થાય છે. ૧૧

વીર્યનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તનું લક્ષણ

मूत्राशये वा गुदमुष्कयोश्च
शोफो रुजा मूत्रविनिग्रहश्च ।
शुक्राश्मरी तत्स्रवणं भवेद्वा
ते ते विकारा विहते तु शुक्रे ॥१२॥

વીર્યના વેગને રોકવાથી ઉદાવર્ત થયો હોય, તો મૂત્રાશયમાં, ગુદામાં તથા વૃષણોમાં

સોજો તથા પીડા થાય છે, મૂત્રની અટકાયત થાય છે, વીર્યની પથરી થાય છે અથવા પોતાની મેળે વીર્યનો સ્રાવ થાય છે અને બીજા પણ વાતકુંડલિકા વગેરે વિકારો થાય છે. ૧૨

ક્ષુધાનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તનું લક્ષણ

तन्द्राङ्गमर्दावरुचिः श्रमश्च
क्षुधोऽभिघातात्कृशता च दृष्टेः ॥१३॥

ભૂખના વેગને રોકવાથી ઉદાવર્ત થયો હોય, તો તંદ્રા, અંગોનું ભાંગવું, અરુચિ, શ્રમ અને દૃષ્ટિની નિર્બળતા આવે છે. ૧૩

તરસનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તનું લક્ષણ

कण्ठास्यशोषः श्रवणावरोध-
स्तृष्णाभिघाताद्धृदये व्यथा च ॥१४॥

તરસના વેગને રોકવાથી ઉદાવર્ત થયો હોય તો ગળામાં તથા મોઢામાં શોષ થાય છે, સાંભળવાની શક્તિ રોકાઈ જાય છે અને હૃદયમાં પીડા થાય છે. ૧૪

શ્વાસનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તનું લક્ષણ

श्रान्तस्य निःश्वासविनिग्रहेण
हृद्रोगमोहावथवापि गुल्मः ॥ १५ ॥

થાકી રહેવાથી ચાલવા લાગેલા શ્વાસના વેગને રોકવાથી ઉદાવર્ત થયો હોય, તો હૃદ્રોગ, મોહ અને વખતે ગુલ્મ પણ થાય છે. ૧૫

નિદ્રાનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તનું લક્ષણ

जृम्भाङ्गमर्दोऽङ्गशिरोऽक्षिजाड्यं
निद्राभिघातादथवापि तन्द्रा ॥ १६ ॥

નિદ્રાના વેગને રોકવાથી ઉદાવર્ત થયો હોય, તો બગાસાં આવે છે, અંગો ભાંગે છે, ગાત્રોમાં, માથામાં તથા નેત્રોમાં ભારેપણું થાય છે અને તંદ્રા પણ થાય છે. ૧૬

ઉદાવર્તની અસાધ્યતાનું લક્ષણ

तृष्णार्दितं परिक्लिष्टं क्षीणं शूलैरभिद्रुतम् ।
शकृद्वमन्तं मतिमानुदावर्तिनमुत्सृजेत् ॥ १७ ॥

ઉદાવર્તવાળો માણસ જો તરસથી પીડાતો હોય, ક્રિયાઓથી રહિત થઈ ગયો હોય, ક્ષીણ થયો હોય, શૂળોથી દુઃખી થયા કરતો હોય અને વિષ્ઠાનું વમન કરતો હોય, તો બુદ્ધિમાન વૈદ્યે તેની ચિકિત્સા કરવી નહીં. ૧૭

ઉદાવર્તોની સામાન્ય ચિકિત્સા

सर्वेष्वेतेषु विधिवदुदावर्तेषु कृत्स्नशः ।
वायोः क्रिया विधातव्याः स्वमार्गप्रतिपत्तये ॥
सामान्यतः पृथक्त्वेन क्रियां भूयो निबोध मे ॥१८

સઘળા પ્રકારના ઉદાવર્તોમાં વાયુનું પ્રતિલોમપણું હોય છે; માટે જે જે ક્રિયાઓથી વાયુ પાછો પોતાના માર્ગ ઉપર આવે, તે સઘળી ક્રિયાઓ (વાયુને અનુલોમ કરનારી) સંપૂર્ણ રીતે કરવી એ સામાન્ય વિધિ છે. હવે દરેક ઉદાવર્તની ખાસ ક્રિયાઓ કહું છું તે સાંભળો : ૧૮

અધોવાયુનો વેગ રોકવાથી થયેલા
ઉદાવર્તની ખાસ ચિકિત્સા

आस्थापनं मारुतजे स्निग्धे स्विन्ने विशिष्यते ॥१९

જો ઉદાવર્ત અધોવાયુના વેગને રોકવાથી થયો હોય, તો રોગીને સ્નેહન તથા સ્વેદન સંસ્કાર આપી વાયુને અનુલોમ કરનારાં વાતહર દ્રવ્યોથી ગોઠવેલી નિરૂહબસ્તિ દેવી. ૧૯

વિષ્ઠાનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તની
ખાસ ચિકિત્સા

पुरीषजे तु कर्त्तव्यो विधिरानाहिको भवेत् ॥ २० ॥

જો ઉદાવર્ત વિષ્ઠાના વેગને રોકવાથી થયો હોય, તો ચિકિત્સાસ્થાનના ૧૪મા અધ્યાયના ૯મા વિષયમાં કહેલી ફલવર્ત્તિ અથવા આ અધ્યાયના ૩૫મા વિષયમાં કહેલી ફલવર્ત્તિ ગુદામાં ખોસવી, વગેરે મળબંધને મટાડનારી ચિકિત્સાઓ કરવી અને વિષ્ઠાને અનુલોમ કરનારી બીજી પણ ચિકિત્સાઓ કરવી. ૨૦

મૂત્રનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તની ખાસ ચિકિત્સા

सौवर्चलाढ्यां मदिरां मूत्रे त्वभिहते पिबेत् ।
एलामप्यथ मद्येन क्षीरं वापि पिबेन्नरः ॥
धात्रीफलानां स्वरसं सजलं वा पिबेत्त्र्यहम् ।
रसमश्वपुरीषस्य गर्दभस्याथ वा पिबेत् ॥
मांसोपदंशं मधु वा पिबेद्वा सीधु गौडिकम् ।
भद्रदारु घनं मूर्वां हरिद्रां मधुकं तथा ॥
कोलप्रमाणानि पिबेदान्तरीक्षेण वारिणा ।
दुःस्पर्शास्वरसं वापि कषायं कुङ्कुमस्य च ॥
एर्वारुबीजं तोयेन पिबेद्वा लवणीकृतम् ।
पञ्चमूलीशृतं क्षीरं द्राक्षारसमथापि वा ॥
योगांश्च वितरेत्तत्र पूर्वोक्तानश्मरीभिदः ।
मूत्रकृच्छ्रक्रमं वापि कुर्यान्निरवशेषतः ॥
भूयो वक्ष्यामि योगांश्च मूत्राघातोपशान्तये ॥२१॥

જો ઉદાવર્ત મૂત્રના વેગને રોકવાથી થયો હોય, તો સંચળથી મિશ્ર કરેલી મદિરા પાવી અથવા મદ્ય સાથે એલચીનું ચૂર્ણ અથવા દૂધ પાવું.

આમળાંઓનો સ્વરસ જળથી મિશ્ર કરીને ત્રણ દિવસ સુધી પાવામાં આવે, તો તેથી મૂત્ર-રોધજન્ય ઉદાવર્ત મટે છે.

ઘોડાની લાદનો કે ગધેડાનાં લીંડાંનો સ્વરસ પાવાથી મૂત્રરોધજન્ય ઉદાવર્ત મટે છે.

માંસનું ભક્ષણ કરાવતાં તેની સાથે મધ અથવા ગોળનું મદ્ય પાવામાં આવે, તો તેથી મૂત્ર-રોધજન્ય ઉદાવર્ત મટે છે.

દેવદાર, મોથ, મોરવેલ, હળદર અને જેઠીમધ એ દરેક દ્રવ્યને અરધાઅરધા તોલાભાર લઈ કલ્ક કરી, અંતરિક્ષમાંથી ઝીલેલા વરસાદના જળ સાથે તે પાવાથી મૂત્રરોધજન્ય ઉદાવર્ત મટે છે.

ભોરિંગણીનો અથવા રાતા ધમાસાનો સ્વરસ અને કેસરનું હિમ પાવામાં આવે, તો તેથી મૂત્રરોધજન્ય ઉદાવર્ત મટે છે.

ઉનાળાની કાકડીનાં બીજ અને થોડાં સૈંધવનો કલ્ક જળ સાથે પાવામાં આવે, તો તેથી મૂત્રરોધજન્ય ઉદાવર્ત મટે છે.

લઘુપંચમૂળીનો કલ્ક નાખી પકવેલું દૂધ પાવાથી મૂત્રરોધજન્ય ઉદાવર્ત મટે છે.

દ્રાક્ષનો રસ પાવામાં આવે, તો તેથી મૂત્ર-રોધજન્ય ઉદાવર્ત મટે છે.

ચિકિત્સાસ્થાનના ૭મા અધ્યાયમાં પથરી ભેદનારા જે યોગો કહ્યા છે, તેઓની પણ મૂત્ર-રોધજન્ય ઉદાવર્ત ઉપર યોજનાઓ કરવી.

આ ઉત્તરતંત્રના ૫૮મા તથા ૫૯મા અધ્યાયમાં મૂત્રાઘાત તથા મૂત્રદોષની શાંતિ માટે જે યોગો કહેવાશે, તેઓની પણ મૂત્રરોધજન્ય ઉદાવર્ત ઉપર યોગ્યતા જોઈ સંપૂર્ણ રીતે યોજનાઓ કરવી. ૨૧

બગાસાંનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તની ખાસ ચિકિત્સા

स्नेहस्वेदैरुदावर्तं जृम्भाजं समुपाचरेत् ॥ २२ ॥

જો ઉદાવર્ત બગાસાંના વેગને રોકવાથી થયો હોય, તો સ્નેહો તથા સ્વેદોની યોજનાઓ કરવી.

આંસુનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તની ખાસ ચિકિત્સા

अश्रुमोक्षोऽश्रुजे कार्यः स्निग्धस्विन्नस्य देहिनः ॥

જો ઉદાવર્ત આંસુના વેગને રોકવાથી થયો હોય, તો સ્નેહન તથા સ્વેદન સંસ્કાર આપી, કરુણ કથાઓ વગેરેથી રોગીને રોવડાવીને આંસુ પડાવવાં. (આંસુ પડાવવા માટે તીક્ષ્ણ અંજનો તથા તીક્ષ્ણ નસ્યોની પણ યોજનાઓ કરવી.) ૨૩

છીંકનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તની ખાસ ચિકિત્સા

तीक्ष्णाञ्जनावपीडाभ्यां तीक्ष्णगन्धोपशिंघनैः ।
वर्तिप्रयोगैरथ वा क्षवशक्तिं प्रवर्त्तयेत् ॥
तीक्ष्णौषधप्रधमनैरथवादित्यरश्मिभिः ॥ २४ ॥

જો ઉદાવર્ત છીંકના વેગને રોકવાથી થયો હોય, તો તીક્ષ્ણ અભ્યંગોથી, તીક્ષ્ણ અવપીડનસ્યોથી, તીક્ષ્ણ ગંધવાળાં દ્રવ્યો સૂંઘાડવાથી, તીક્ષ્ણ ઔષધોનાં પ્રધમનનસ્યોથી, સૂર્યની સામે જોવડાવવાથી અથવા નાકમાં વાટ નાખવાના પ્રયોગોથી છીંકની પ્રવૃત્તિ કરાવવી. ૨૪

ઓડકારનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તની ખાસ ચિકિત્સા

उद्गारजे क्रमोपेतं स्नैहिकं धूममाचरेत् ।
सुरां सौवर्चलवतीं बीजपूररसान्विताम् ॥२५॥

જો ઓડકારના વેગને રોકવાથી ઉદાવર્ત થયો હોય, તો ચિકિત્સાસ્થાનના ૪૦મા અધ્યાયમાં કહેલા ક્રમ પ્રમાણે સ્નૈહિક ધુમાડો પાવો અથવા સંચળ અને બિજોરાંના રસથી મિશ્ર કરેલી મદિરા પાવી. ૨૫

વમનનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તની ખાસ ચિકિત્સા

छर्द्याघातं यथादोषं सम्यक् स्नेहादिभिर्जयेत् ।
सक्षारलवणोपेतमभ्यङ्गं चात्र दापयेत् ॥२६॥

જો ઉદાવર્ત વમનના વેગને રોકવાથી થયો હોય, તો દોષ અનુસાર સ્નેહન, વમન, લંઘન, વિરેચન વગેરેની સારી રીતે યોજનાઓ કરવી અને જવખાર તથા સૈંધવથી અભ્યંગ કરાવવો. ૨૬

વીર્યનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તની ખાસ ચિકિત્સા

बस्तिशुद्धिकरावापं चतुर्गुणजलं पयः ।
आवारिनाशक्वथितं पीतवन्तं प्रकामतः ॥
रमयेयुः प्रिया नार्यः शुक्रोदावर्त्तिनं नरम् ॥२७॥

જો ઉદાવર્ત વીર્યના વેગને રોકવાથી થયો હોય, તો મૂત્રાશયને શુદ્ધ કરનારાં તૃણપંચમૂળી વગેરે દ્રવ્યોનો કલ્ક નાખી, ચોગણા જળમાં તે જળના નાશ પર્યંત પકવેલું દૂધ રોગીને તેની મરજી પ્રમાણે પાઈ તે રોગીને પ્રિય એવી સ્ત્રીઓ સારી રીતે રમણ કરાવે, એવી ગોઠવણ કરવી. ૨૭

ક્ષુધાનો વેગ રોકવાની થયેલા ઉદાવર્તની ખાસ ચિકિત્સા

क्षुद्विघाते हितं स्निग्धमुष्णमल्पं च भोजनम् ॥२८॥

જો ક્ષુધાના વેગને રોકવાથી ઉદાવર્ત થયો હોય, તો સ્નિગ્ધ તથા ઉષ્ણ ભોજન થોડા પ્રમાણમાં આપવું હિતકારી થાય છે. ૨૮

તરસનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તની ખાસ ચિકિત્સા

तृष्णाघाते पिबेन्मन्थं यवागूं वापि शीतलाम् ॥२९॥

જો ઉદાવર્ત તરસના વેગને રોકવાથી થયો હોય, તો સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયના ૨૩૨મા વિષયમાં કહેલો મંથ પાવો અથવા શીતળ રાબ પાવી. ૨૯

શ્વાસનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તની ખાસ ચિકિત્સા

भोज्यो रसेन विश्रान्तः श्रमश्वासातुरो नरः ॥३०

જો ઉદાવર્ત શ્રમજન્ય શ્વાસના વેગને રોકવાથી થયો હોય, તો વિશ્રામ લેવડાવીને માંસના રસો સાથે ભોજન કરાવવું. ૩૦

નિદ્રાનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તની ખાસ ચિકિત્સા

निद्राघाते पिबेत् क्षीरं स्वप्याच्चेष्टकथारतः ॥३१॥

જો ઉદાવર્ત નિદ્રાના વેગને રોકવાથી થયો હોય, તો દૂધ પાવું, પ્રિય લાગે એવી વાતો સંભળાવવી તથા કરાવવી અને નિદ્રા લેવડાવવી.

ઉદાવર્તના ઉપદ્રવોની ચિકિત્સા

आध्मानाद्येषु रोगेषु यथास्वं प्रयतेत हि ।
यच्च यस्मिन्भवेत्प्राप्तं तच्च तस्मिन्प्रयोजयेत् ॥३२॥

વેગો રોકવાને લીધે આફરો, શૂળ, વાઢ તથા દસ્તની અટકાયત વગેરે જે ઉપદ્રવો થયા હોય, તેઓને શાંત કરવા માટે ચિકિત્સાસ્થાનના ચોથા અધ્યાયમાં કહેલી ચિકિત્સાઓમાંથી યોગ્યતા પ્રમાણે ચિકિત્સાઓ કરવી અને જે ઉપદ્રવ ઉપર બીજી પણ જે કોઈ ચિકિત્સા યોગ્ય

જણાય તેની પણ તે ઉપર યોજના કરવી. ૩૨

### ચૌદમા પ્રકારના ઉદાવર્તનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

वायुः कोष्ठानुगो रूक्षैः कषायकटुतिक्तकैः ।
भोजनैः कुपितः सद्य उदावर्तं करोति हि ॥
वातमूत्रपुरीषासृक्कफमेदोवहानि वै ।
स्रोतांस्युदावर्त्तयति पुरीषं चातिवर्त्तयेत् ॥
ततो हृद्बस्तिशूलार्त्तो गौरवारुचिपीडितः ।
वातमूत्रपुरीषाणि कृच्छ्रेण कुरुते नरः ॥
श्वासकासप्रतिश्यायदाहमोहवमिज्वरान् ।
तृष्णाहिक्काशिरोरोगमनःश्रवणविभ्रमान् ॥
लभते च बहूनन्यान्विकारान् वातकोपजान् ॥३३॥

રૂક્ષ, તૂરાં, તીખાં અને કડવાં ભોજનોથી પ્રકુપિત થયેલો, કોઠામાં રહેલો વાયુ તુરત ઉદાવર્તને ઉત્પન્ન કરે છે. વાયુ ઊંચે ઊંચે ભ્રમણ કરીને પોતાને, મૂત્રને, વિષ્ઠાને, રુધિરને, કફને તથા મેદને ચલાવનારાં સ્રોતોને રોકી દે છે, વિષ્ઠાને કઠણ કરી તેની અવળી ગતિ કરે છે, પણ તેઓને નીચે ઊતરવા દેતો નથી; તેથી તે માણસને અધોવાયુ, મૂત્ર, વિષ્ઠા ઘણા પરિશ્રમથી માંડમાંડ ઊતરે છે. આ ઉદાવર્ત કે જે **અપથ્ય-ભોજનજન્ય ઉદાવર્ત** કહેવાય છે, તેથી ઘેરાયેલા માણસને હૃદયમાં તથા મૂત્રાશયમાં શૂળ, ભારેપણું, અરુચિ, શ્વાસ, ખાંસી, પ્રતિશ્યાય, દાહ, મોહ, ઊલટી, જ્વર, તરસ, હેડકી, માથાના રોગો, ભ્રાંતિ આદિ મનના વિભ્રમો, સાંભળવામાં ફેરફાર અને બીજા પણ વાયુના કોપથી થનારા ઘણાઘણા વિકારો થાય છે. ૩૩

### અપથ્યભોજનજન્ય ઉદાવર્તની સામાન્ય ચિકિત્સા

तं तैललवणाभ्यक्तं स्निग्धं स्विन्नं निरूहयेत् ।
दोषतो भिन्नवर्चस्कं भुक्तं चाप्यनुवासयेत् ॥३४॥

અપથ્યભોજનજન્ય ઉદાવર્તવાળા માણસને તેલ તથા સૈંધવનો અભ્યંગ કરી સ્નેહન તથા સ્વેદન સંસ્કાર આપી દોષ અનુસાર નિરૂહબસ્તિ દેવી અને તેથી ઝાડો આવી જાય, તે પછી જમાડીને અનુવાસનબસ્તિ દેવી. ૩૪

### અપથ્યભોજનજન્ય ઉદાવર્તની ખાસ ચિકિત્સા

न चेच्छान्तिं प्रयात्येवमुदावर्त्तः सुदारुणः ।
अथैनं बहुशः स्विन्नं युञ्ज्यात् स्नेहविरेचनैः ॥
पाययेत त्रिवृत्पीलुयवानीरम्लपानकैः ।
हिङ्गुकुष्ठवचास्वर्जिविडङ्गं वा द्विरुत्तरम् ॥
योगावेतावुदावर्त्तं शूलं चापि नियच्छतः ।
देवदार्वग्निकं कुष्ठं वचां पथ्यां पलङ्कषाम् ॥
पौष्कराणि च मूलानि तोयस्यार्द्राढके पचेत् ।
पादावशिष्टं तत्पीतमुदावर्त्तं व्यपोहति ॥
मूलकं शुष्कमार्द्रं च वर्षाभूः पञ्चमूलकम् ।
आरेवतफलं चाप्सु पक्त्वा तेन घृतं पचेत् ॥
तत्पीयमानं शमयेदुदावर्त्तमशेषतः ।
वचामतिविषां कुष्ठं यवक्षारं हरीतकीम् ॥
कृष्णां निर्दहनीं चापि पिबेदुष्णेन वारिणा ॥
इक्ष्वाकुमूलं मदनं विशल्यातिविषे वचाम् ।
कुष्ठं किण्वाग्निकौ चापि पिबेत्तुल्यानि पूर्ववत् ॥
मूत्रेण देवदार्वग्नित्रिफलाबृहतीः पिबेत् ।
यवप्रस्थं फलैः सार्द्धं कण्टकार्या जलाढके ।
पक्त्वार्द्धप्रस्थशेषं तु पिबेद्धिङ्गुसमन्वितम् ॥
मदनालाबुबीजानि पिप्पलीं सनिदिग्धिकाम् ।
संचूर्ण्य प्रधमेन्नाड्या विशत्येतद्यथा गुदम् ॥
चूर्णं निकुम्भकम्पिल्लश्यामेक्ष्वाकाग्निकोद्भवम् ।
कृतवेधनमागध्योर्लवणानां च साधयेत् ॥
गवां मूत्रेण ता वर्त्तीः कारयेच्च गुदानुगाः ।
सद्यः शर्मकरावेतौ योगावमृतसंमतौ ॥ ३५ ॥

એ અતિદારુણ ઉદાવર્ત જો ઉપર કહેલી સામાન્ય ચિકિત્સાથી શાંત ન થાય, તે રોગીને ઘણાઘણા સ્વેદન સંસ્કારો આપી એરંડિયા તેલ વગેરે સ્નેહાત્મક વિરેચનો દેવાં.

નસોતર, પીલુ (ખારી જાર–મોટી જાર

અને અજમાના કલ્ક, ખાટા પ્રવાહી કે સાજી-ખાર સાથે પાવાથી અપથ્યભોજનજન્ય ઉદાવર્ત અને શૂળ પણ નાશ પામે છે.

હિંગ, હિંગથી બમણો કઠ, કઠથી બમણી વજ, વજથી બમણો સાજીખાર અને સાજીખારથી બમણાં વાવડિંગનો કલ્ક ખાટા પ્રવાહી સાથે પાવાથી અપથ્યભોજનજન્ય ઉદાવર્ત અને શૂળ પણ નાશ પામે છે.

દેવદાર, ચિત્રક, કઠ, વજ, હરડે, ગૂગળ અને પુષ્કરમૂળ—એટલાં દ્રવ્યો નાખી એકસોઅઠ્ઠાવીસ તોલાભાર પાણીનો ક્વાથ ઉકાળવો. ચોથા ભાગ જેટલું પાણી બાકી રહે, ત્યારે ઉતારીને તે ક્વાથ પાવાથી અપથ્યભોજનજન્ય ઉદાવર્ત નાશ પામે છે. (કેટલાક કહે છે કે, આ ક્વાથની માત્રા બહુ મોટી થાય છે; માટે અનુક્રમે તેમાંથી ચારચાર તોલાભાર ક્વાથ પાવો.)

સૂકો મૂળો, આર્દ્ર મૂળો, સાટોડી, બૃહત્પંચમૂળ અને ગરમાળાનાં ફળનો ક્વાથ કરી તેમાં ઘી પકવીને પાવાથી ઉદાવર્ત સંપૂર્ણ મટે છે.

વજ, અતિવિખ, કઠ, જવખાર, હરડે, પીપર અને ચિત્રકનું ચૂર્ણ ઊના પાણી સાથે પાવાથી અપથ્યભોજનજન્ય ઉદાવર્ત નાશ પામે છે.

કડવી તુંબડીનું મૂળ, મીંઢળ, ઇંદ્રવારણી, અતિવિખ, વજ, કઠ, સુરાનું બીજ અને ચિત્રક અથવા બોડી અજમોદને સમભાગે લઈ, ઊના પાણી સાથે પાવાથી અપથ્યભોજનજન્ય ઉદાવર્ત નાશ પામે છે.

દેવદાર, ચિત્રક, ત્રિફળા અને ભોરિંગણીનું ચૂર્ણ ગોમૂત્ર સાથે પાવાથી ઉદાવર્ત મટે છે.

જવ અને ભોરિંગણીનાં ફળને ચોસઠ તોલાભાર લઈ બસોછપ્પન તોલાભાર પાણીમાં ઉકાળી બત્રીસ તોલાભાર પાણી બાકી રહે, ત્યારે ઉતારી, તે ક્વાથ હિંગમાં મિશ્ર કરી પાવાથી ઉદાવર્ત નાશ પામે છે. (આ ક્વાથની માત્રા બહુ જ મોટી થઈ જાય છે, માટે એકદમ નહિ પાતાં અનુક્રમે ચારચાર તોલાભાર પાવો, એવી કલ્પના યોગ્ય જણાય તો કરવી.)

મીંઢળનાં બીજ, કડવી તુંબડીનાં બીજ, પીપર અને ભોરિંગણીનું ચૂર્ણ કરી, તેને નળીમાં નાખી, ફૂંક મારી ગુદામાં પેસાડી દેવાથી ઉદાવર્તવાળાને તુરત જ સુખ થાય છે. આ યોગ અમૃત તુલ્ય ગણાય છે.

નેપાળો, કપીલો, નસોતર, કડવી તુંબડી, ચિત્રક, કડવી ઘિસોડી, પીપર અને સેંધવના ચૂર્ણને ગોમૂત્રમાં પકવી તેની વાટ કરી, ગુદામાં ખોસવાથી ઉદાવર્તવાળાને તુરત જ સુખ થાય છે. આ ફળવર્ત્તિયોગ પણ અમૃત તુલ્ય ગણાય છે.

## અધ્યાય ૫૬ મો

### ઉપક્રમ

अथातो विषूचिकाप्रतिषेधमध्यायं व्याख्यास्यामः। यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવાથી 'વિસૂચિકાપ્રતિષેધ'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે, જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલુ છે. ૧

વિસૂચિકા, અલસક તથા વિલંબિકાનું નિદાન

अजीर्णमामं विष्टब्धं विदग्धं च यदीरितम् ।
विषूच्यलसकौ तस्माद्भवेच्चापि विलम्बिका ॥ २ ॥

સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયના ૨૩૯મા વિષયમાં જે આમાજીર્ણ, વિષ્ટબ્ધાજીર્ણ અને વિદગ્ધાજીર્ણ કહેલ છે, તેથી વિસૂચિકા, અલસક અને વિલંબિકા ઉત્પન્ન થાય છે. ૨

૧ કૉલેરા અલસક અને વિલંબિકાના નિદાન, લક્ષણો તથા ચિકિત્સા; અને આનાહના લક્ષણો તથા ચિકિત્સાના નિરૂપણ વિષેનો.

વિસૂચિકા શબ્દની નિરુક્તિ

सूचीभिरिव गात्राणि तुदन् सन्तिष्ठतेऽनिलः।
यत्राजीर्णेन सा वैद्यैरुच्यते तु विसूचिका ॥ ३ ॥

જે રોગમાં અજીર્ણથી વાયુ, જાણે ગાત્રોને સોઈઓથી ભોંકતો હોય એવો ક્રૂર થાય છે; માટે વૈદ્યોએ તેને 'વિસૂચિકા' એ નામ આપેલું છે. ૩

અજીર્ણરહિતને વિસૂચિકા થતી જ નથી

न तां परिमिताहारा लभन्ते विदितागमाः।
मूढास्तामजितात्मानो लभन्तेऽशनलोलुपाः ॥४॥

ભોજન સંબંધી શાસ્ત્રોપદેશ જાણનારા અને તેથી માપસર તથા અનિષિદ્ધ આહાર જ કરનારા લોકોને વિસૂચિકા થતી નથી. જે લોકો ત્યાજ્ય આહારને નહીં જાણનારા, અજિતેંદ્રિય અને ભોજનમાં અતિ લંપટ હોય છે, તેઓને વિસૂચિકા થાય છે. ૪

વિસૂચિકાનું લક્ષણ

मूर्छातिसारौ वमथुः पिपासा
शूलं भ्रमोद्वेष्टनजृम्भदाहाः।
वैवर्ण्यकम्पौ हृदये रुजश्च
भवन्ति तस्यां शिरसश्च भेदः ॥ ५ ॥

વિસૂચિકામાં મૂર્છા, અતિસાર, વમન, તરસ, શૂળ, ભ્રમ, હાથપગ વગેરેમાં ગોટલીઓ, અંગોનું મરડાવું, દાહ, વિવર્ણતા, કંપ, હૃદયમાં વેદના અને માથું જાણે ચિરાઈ જતું હોય એવી પીડા થાય છે. ૫

અલસકનું લક્ષણ

कुक्षिरानह्यतेऽत्यर्थं ताम्यत्यथ च कूजति।
निरुद्धो मारुतश्चापि कुक्षावुपरि धावति ॥
वातवर्चोनिरोधश्च कुक्षौ यस्य भृशं भवेत्।
तस्यालसकमाचष्टे हिक्कोद्गारौ तु यस्य तु ॥६॥

પેટ અત્યંત આફરી ગયું હોય, અંગોને પછાડવા પડતાં હોય, ગ્લાનિ થઈ હોય, કણસવું પડતું હોય, અજીર્ણથી રોકાયેલો પવન છાતી તથા કંઠ વગેરે ઉપરના ભાગોમાં દોડ્યા કરતો હોય, અધોવાયુ તથા ઝાડો અત્યંત રોકાઈ ગયાં હોય અને હેડકી તથા ઓડકાર આવ્યા કરતાં હોય, તો તે માણસને 'અલસક' થયેલો જાણવો. ૬

વિલંબિકાનું લક્ષણ તથા અત્યંત કષ્ટસાધ્યતા

दुष्टं तु भुक्तं कफमारुताभ्यां
प्रवर्त्तते नोर्ध्वमधश्च यस्याम्।
विलम्बिकां तां भृशदुश्चिकित्स्या-
माचक्षते शास्त्रविदः पुराणाः ॥७॥

કફ અને વાયુથી (દુષ્ટ થયેલું) ખાધેલું અન્ન મોઢામાંથી કે ગુદામાંથી પણ નીકળે નહીં એ રોગને પ્રાચીન આયુર્વેદશાસ્ત્રીઓ વિલંબિકા કહે છે. આ રોગની ચિકિત્સા કરવી ઘણી મુશ્કેલ છે. ૭

ચિકિત્સા સહેલા કરવા માટે આમવાળા પ્રદેશની પરીક્ષા

यत्रस्थमामं विरुजेत्तमेव
देशं विशेषेण विकारजातैः।
दोषेण येनावततं स्वलिङ्गै-
स्तं लक्षयेदामसमुद्भवैश्च ॥ ८ ॥

જે પ્રદેશમાં આમ રહ્યું હોય અને જે દોષથી વ્યાપ્ત થયુ હોય, તે પ્રદેશને જ વિશેષે કરી તે દોષ સંબંધી વિકારોથી તથા આફરા વગેરે પોતાનાં ચિહ્નોથી તે પીડે છે; માટે દોષ સંબંધી ભોંકાવું આદિ વિકારો ઉપરથી અને આફરા તથા સ્તંભ વગેરે આમનાં ચિહ્નો ઉપરથી વૈદ્યે આમવાળા પ્રદેશને જાણી લેવો. ૮

વિસૂચિકાદિની અસાધ્યતાનાં લક્ષણો

यः श्यावदन्तोष्ठनखोऽल्पसंज्ञ-
श्छर्द्यर्दितोऽभ्यन्तरयातनेत्रः।
क्षामस्वरः सर्वविमुक्तसन्धि-
र्यायान्नरः सोऽपुनरागमाय ॥ ९ ॥

વિસૂચિકા, અલસક કે વિલંબિકા થતાં જેના દાંત, હોઠ તથા નખો કાળા થઈ ગયા હોય,

ઊલટીની પીડા થયા કરતી હોય, આંખો ઊંડી ઊતરી ગઈ હોય, સ્વર બેસી ગયો હોય અને સઘળા સાંધા નરમ પડી ગયા હોય, તે માણસ મરણ પામે છે. ૯

વિસૂચિકા, અલસક અને વિલંબિકાની ચિકિત્સા

साध्यासु पार्ष्ण्योर्दहनं प्रशस्त-
मग्निप्रतापो वमनं च तीक्ष्णम्।
पक्के ततोऽन्ने तु विलङ्घनं स्या-
त्संपाचनं चापि विरेचनं वा॥
विशुद्धदेहस्य हि सद्य एव
मूर्छातिसारादिरुपैति शान्तिम्।
आस्थापनं चापि वदन्ति पथ्यं
सर्वासु योगानपरान्निबोध॥
पथ्यावचाहिङ्गुकलिङ्गगृञ्ज-
सौवर्चलैः सातिविषैश्च चूर्णम्।
सुखाम्बुपीतं विनिहन्त्यजीर्णं
शूलं विसूचीमरुचिं च सद्यः॥
क्षारागदं वा लवणं बिडं वा
गुडप्रगाढानथ सर्षपान्वा।
अम्लेन वा सैन्धवहिङ्गुयुक्तौ
सबीजपूर्णौ सघृतौ त्रिवर्गौ॥
कुट्टत्रिकं वा लवणैरुपेतं
पिबेत्स्नुहीक्षीरविमिश्रितं तु।
कल्याणकं वा लवणं पिबेत्तु
यदुक्तमादावनिलामयेषु॥
कृष्णाजमोदक्षवकाणि वापि
तुल्यौ पिबेद्वा मगधानिकुम्भौ।
दन्तीयुतं वा मगधोद्भवानां
कल्कं पिबेत्कोपवतीरसेन॥
उष्णाभिरद्भिर्मगधोद्भवानां
कल्कं पिबेन्नागरकल्कयुक्तम्।
व्योषं करञ्जस्य फलं हरिद्रे
मूलं समं वाप्यथ मातुलुङ्ग्याः॥
छायाविशुष्का गुटिकाः कृतास्ता
हन्युर्विसूचीं नयनाञ्जनेन।
सुवामितं साधु विरेचितं वा
सुलङ्घितं वा मनुजं विदित्वा॥
पेयादिभिर्दीपनपाचनीयैः
सम्यक्क्षुधार्त्तं समुपक्रमेत॥ १०॥

વિસૂચિકા, અલસક કે વિલંબિકા જો સાધ્ય જણાય, તો રોગીના પગની પાનીઓમાં ડામ દેવા, અંગોને અગ્નિથી તપાવવાં (શેક કરવો) અને તીક્ષ્ણ વમન કરાવવું ઉત્તમ છે. જો ખાધેલું અન્ન પચવામાં તૈયાર થયેલું જણાય, તે પછી લંઘન કરાવવું, પાચન ઔષધો દેવાં અને ફલવર્તિ વગેરેથી વિરેચન પણ કરવું. વમન અને વિરેચન દેવાથી, દેહ શુદ્ધ થવાથી, મૂર્છા તથા અતિસાર વગેરે વિકારો તુરત જ શાંત થઈ જાય. વિસૂચિકા, અલસક અને વિલંબિકામાં નિરૂહબસ્તિ દેવી પણ પથ્ય છે, એમ કહેવામાં આવે છે. હવે બીજા યોગો કહું છું, તે સાંભળો.

હરડે, વજ, હિંગ, ઇંદ્રજવ, રાતું લસણ, સંચળ અને અતિવિખનું ચૂર્ણ સહેવાય તેવા ગરમ પાણી સાથે પાવાથી અજીર્ણ, શૂળ, વિસૂચિકા અને અરુચિ તુરત નાશ પામે છે.

કલ્પસ્થાનના સાતમા અધ્યાયના બીજા વિષયમાં કહેલો ક્ષારાગદ અથવા બિડલૂણ સહેવાય તેવા ગરમ પાણી સાથે પાવાથી વિસૂચિકાદિ નાશ પામે છે.

ગોળથી સારી પેઠે મિશ્ર કરેલું સરસવનું ચૂર્ણ સહેવાય તેવા ગરમ પાણી સાથે પીવાથી વિસૂચિકાદિ નાશ પામે છે.

હરડે, બહેડાં, આમળાં, સૂંઠ, મરી અને પીપરનું ચૂર્ણ ઘી, સૈંધવ, હિંગ તથા બિજોરાના ચૂર્ણથી મિશ્ર કરી ખાટા પાણી સાથે પાવાથી વિસૂચિકાદિ નાશ પામે છે.

સૂંઠ, મરી તથા પીપરનું ચૂર્ણ પંચલવણોથી તથા થોરના દૂધથી મિશ્ર કરી ખાટાં પીણાં સાથે પાવાથી વિસૂચિકાદિ નાશ પામે છે.

ચિકિત્સાસ્થાનના ચોથા અધ્યાયના ૨૬મા વિષયમાં કહેલું કલ્યાણક લવણ, ખાટાં પીણાં સાથે પાવાથી વિસૂચિકાદિ નાશ પામે છે.

પીપર, બોડીઅજમોદ ને રાઈનું ચૂર્ણ ખાટા પ્રવાહી સાથે પાવાથી વિસૂચિકાદિ મટે છે.

પીપર અને નેપાળો સમભાગે ખાટા પ્રવાહી સાથે પાવાથી વિસૂચિકાદિ મટે છે.

નેપાળો અને પીપરનો કલ્ક, કડવી ઘિસોડીના રસમાં પાવાથી વિસૂચિકાદિ મટે છે.

પીપર તથા સૂંઠનો કલ્ક ઊના પાણી સાથે પાવાથી વિસૂચિકાદિ નાશ પામે છે.

સૂંઠ, મરી, પીપર, કરંજનું ફળ, હળદર, દારુહળદર અને બિજોરાનાં મૂળ સમભાગે લઈ, કલ્ક કરી, ગોળીઓ વાળી, તે ગોળીઓને છાયામાં સૂકવવી. આ ગોળી નેત્રોમાં આંજવાથી તંદ્રા આદિ વિસૂચિકાના વિકારો નાશ પામે છે.

રોગી સારી રીતે ઊલટી પામેલો, વિરેચિત કે લંઘિત થયેલો જણાય, તે પછી તેને સારી પેઠે ભૂખ લાગે ત્યારે વૈદ્યે રાબ આદિ દીપનીય તથા પાચનીય પ્રયોગોથી ઉપચારો કરવા. ૧૦

### આનાહનું નિદાન તથા સામાન્ય લક્ષણ

आमं शकृद्वा निचितं क्रमेण
भूयो विबद्धं विगुणानिलेन ।
प्रवर्त्तमानं न यथास्वमेनं
विकारमानाहमुदाहरन्ति ॥ ११ ॥

આહારનો અપક્વ રસ આમ કહેવાય છે; તે અથવા વિષ્ઠા અનુક્રમે સંચય પામીને, દુષ્ટ વાયુથી બંધાઈને અથવા સુકાઈને પોતાના માર્ગમાં પ્રવર્તે નહીં, એ વિકારને વૈદ્યો આનાહ કહે છે.

### આમથી ઉત્પન્ન થયેલા આનાહનું લક્ષણ

तस्मिन्भवन्त्यामसमुद्भवे तु
तृष्णाप्रतिश्यायशिरोविदाहाः ।
आमाशये शूलमथो गुरुत्वं
हृल्लास उद्गारविघातनं च ॥ १२ ॥

જો આનાહ આમથી થયો હોય તો તરસ, પ્રતિશ્યાય, માથામાં બળતરા, આમાશયમાં શૂળ, ભારેપણું, મોળ અને ઓડકારનું અટકવું–એટલાં ચિહ્નો થાય છે. ૧૨

### વિષ્ઠાથી ઉત્પન્ન થયેલા આનાહનું લક્ષણ

स्तम्भः कटीपृष्ठपुरीषमूत्रे
शूलोऽथ मूर्छा च शकृद्वमिश्च ।
श्वासश्च पक्वाशयजे भवन्ति
लिङ्गानि चात्रालसकोद्भवानि ॥ १३ ॥

જો આનાહ વિષ્ઠાથી થયો હોય, તો કમર તથા પીઠ ઝલાઈ જાય છે, વિષ્ઠા તથા મૂત્ર ઊતરતાં નથી, શૂળ થાય છે, મૂર્છા આવે છે, વિષ્ઠાની ઊલટી થાય છે, શ્વાસ થાય છે અને આ અધ્યાયના ૬ઠા વિષયમાં કહેલાં અલસકનાં લક્ષણો પણ થાય છે.

### આનાહની ચિકિત્સા

आमोद्भवे वान्तमुपक्रमेत
संसर्गभक्तक्रमदीपनीयैः ।
अथेतरं यो न शकृद्वमेत्त-
मामञ्जयेत्स्वेदनपाचनैश्च ।
विसूचिकायां परिकीर्त्तितानि
द्रव्याणि वैरेचनिकानि यानि ॥
तान्येव वर्तीर्वितरेद्विचूर्ण्य
महिष्यजावीभगवां तु मूत्रैः ।
स्विन्नस्य पायौ विनिवेश्य ताश्च
चूर्णानि चैषां प्रधमेत्तु नाड्या ॥
मूत्रेषु संसाध्य यथाविधानं
द्रव्याणि यान्यूर्ध्वमधश्च यान्ति ।
क्वाथेन तेनाशु निरूहयेच्च
मूत्रार्द्रयुक्तेन समाक्षिकेण ।

त्रिभण्डियुक्तं लवणप्रकुञ्चं
दत्त्वा विरिक्तक्रममाचरेच्च ।
एष्वेव तैलेन च साधितेन
प्राप्तं यदि स्यादनुवासयेच्च ॥ १४ ॥

જો આનાહ, આમથી ઉત્પન્ન થયેલો હોય, તો રોગીને વમન કરાવીને પછી અન્નસંસર્ગના ક્રમ પ્રમાણે પિપ્પલ્યાદિગણથી સંસ્કાર આપેલી રાબ વગેરે આહારોની યોજનાઓ કરવી.

જો આનાહ વિષ્ઠાથી ઉત્પન્ન થયેલો હોય, તો સ્વેદને તથા પાચનોરૂપ ઉપચારો કરવા; પરંતુ વિષ્ઠાથી થયેલા આનાહમાં જો વિષ્ઠાની ઉલટી થતી હોય, તો તે અસાધ્ય સમજીને તેની ચિકિત્સા જ કરવી નહીં.

આ અધ્યાયના ૧૦મા વિષયમાં વિસૂચિકા ઉપર જે નેપાળા વગેરે વૈરેચનિક દ્રવ્યો કહેવામાં આવ્યાં છે, તેઓના ચૂર્ણને ભેંશ, બકરી, ગાડર, હાથી તથા ગાયના મૂત્રમાં પકવી, વાટો બનાવી, રોગીને સ્વેદનસંસ્કાર આપી, તેની ગુદામાં તે વાટો ખોસવી. એ નેપાળા વગેરેનાં કોરાં ચૂર્ણો નળીમાં નાખી ફૂંક મારી ગુદામાં ચડાવી દેવાં. સૂત્રસ્થાનના ૩૯મા અધ્યાયના છઠ્ઠા વિષયમાં જે કડવી ઘિસોડી વગેરે ઉભયતોભાગહર દ્રવ્યો કહેલાં છે, તેઓનો અરધોઅરધ પાણીવાળા ભેંશ વગેરેના મૂત્રમાં વિધિ પ્રમાણે ક્વાથ કરી તે ક્વાથને મધથી તથા નસોતર અને સૈંધવના ચાર તોલાભાર કલ્કથી મિશ્ર કરી તે ક્વાથથી નિરૂહબસ્તિ દેવી. નિરૂહબસ્તિ દીધા પછી ચિકિત્સાસ્થાનના ૩૯મા અધ્યાયમાં, સમ્યગ્વિરેચિત થયેલા માટે જે ક્રમ કહેવામાં આવ્યો છે, તે કરવો. (આ નિરૂહબસ્તિ આમાવસ્થામાં ન દેવી, પણ આમનું પાચન થયા પછી દેવી.) નિરૂહબસ્તિ દીધા પછી વાયુનો પ્રકોપ રહેલો જણાય, તો એ જ દ્રવ્યોમાં પકવેલા તેલથી અનુવાસનબસ્તિ દેવી.

## અધ્યાય ૫૭ મો

### ઉપક્રમ

अथातोऽरोचकप्रतिषेधमध्यायं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવાથી 'અરોચકપ્રતિષેધ'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલુ છે. ૧

### અરોચકનાં નિદાન, સંપ્રાપ્તિ, સંખ્યા તથા સામાન્ય લક્ષણ

दोषैः पृथक् सह च चित्तविपर्ययाच्च
भक्तायनेषु हृदि चावतते प्रगाढम् ।
नान्ने रुचिर्भवति तं भिषजो विकारं
भक्तोपघातमिह पञ्चविधं वदन्ति ॥ २ ॥

એકએક દોષથી, ત્રણે દોષોથી અને ચિંતાદિકને લીધે થયેલા ચિત્તના વિહ્વળપણાથી અન્નનું વહન કરનારાં સ્રોતો અને હૃદય વ્યાપ્ત થતાં અન્ન ઉપર રુચિ થતી નથી, એ રોગને વૈદ્યો અરોચક કહે છે. વાતજન્ય, પિત્તજન્ય, કફજન્ય, સાન્નિપાતિક અને ચિત્તવિપર્યયજન્ય—એ રીતે અરોચકના પાંચ ભેદો છે. ૨

### વાતજન્ય અરોચકનું લક્ષણ

हृच्छूलपीडनयुतं विरसाननत्वं
वातात्मके भवति लिङ्गमरोचके तु ॥ ३ ॥

જો વાતજન્ય અરોચક થયો હોય, તો હૃદયમાં શૂળ તથા પીડા થાય છે અને મોઢું વિરસ થઈ જાય છે. ૩

### પિત્તજન્ય અરોચકનું લક્ષણ

हृद्दाहचोषबहुता मुखतिक्तता च
मूर्छा सतृड् भवति पित्तकृते तथैव ॥ ४ ॥

[1] અરોચક (અન્ન ઉપર અરુચિ) અને અવિપાક (અન્નનું પેટમાં ન પાકવું) તેઓનાં નિદાનો, લક્ષણો તથા ચિકિત્સા એ વિષેનો.

જો પિત્તજન્ય અરોચક થયો હોય, તો હૃદયમાં ઘણો દાહ તથા ચોસ થાય છે, મોઢું કડવું થઈ મૂર્છા આવે છે અને તરસ લાગ્યા કરે છે.૪

કફજન્ય અરોચકનું લક્ષણ

कण्डूगुरुत्वकफसंस्रवसादतन्द्राः
श्लेष्मात्मके मधुरमास्यमरोचके तु ॥५॥

જો કફજન્ય અરોચક થયો હોય, તો ખરજ આવે છે, શરીરમાં ભારેપણું થાય છે, મોઢામાંથી કફનો સ્રાવ, ગ્લાનિ, તંદ્રા અને મોઢું મધુર થઈ જાય છે. ૫

સાન્નિપાતિક અરોચકનું લક્ષણ

सर्वात्मके पवनपित्तकफा बहूनि
रूपाण्यथास्य हृदये समुदीरयन्ति ॥६॥

જો ત્રણે દોષોથી અરોચક થયો હોય, તો માણસના હૃદયમાં વાત, પિત્ત અને કફ–એ ત્રણે દોષો ઘણાં રૂપો પ્રકટ કરે છે. (આ અરોચક અસાધ્ય છે.–ડલ્લન.) ૬

ચિત્તવિપર્યયજન્ય અરોચકનું લક્ષણ

संरागशोकभयविप्लुतचेतसस्तु
चिन्ताकृतो भवति सोऽशुचिदर्शनाच्च ॥७॥

કામના, શોક કે ભયથી ચિત્ત વિહ્વળ થતાં ચિંતાને લીધે જે અરોચક થાય છે, તે ચિત્તવિપર્યયજન્ય ગણાય છે. બીભત્સ આદિ પદાર્થના દર્શનથી જે અરોચક થાય છે, તે પણ ચિત્તવિપર્યયજન્ય (આગંતુક) ગણાય છે. (આ પાંચમા પ્રકારના અરોચકમાં મોઢું અવિકૃત રસવાળું રહે છે.–ભાવપ્રકાશ.) ૭

પહેલા ચાર અરોચકની ચિકિત્સા

वाते वचाम्बुवमनं कृतवान्पिबेच्च
स्नेहैः सुराभिरथवोष्णजलेन चूर्णम्।
कृष्णाविडङ्गयवभस्महरेणुभार्गी–
रास्नैलहिङ्गुलवणोत्तमनागराणाम्।
पित्ते गुडाम्बुमधुरैर्वमनं प्रशस्तं
स्नेहः ससैन्धवसितामधुसर्पिरिष्टः॥
निम्बाम्बुवामितवतः कफजेऽनुपानं
राजद्रुमाम्बु मधुना तु सदीप्यकं स्यात्।
चूर्णं यदुक्तमथवानिलजे तदेव
सर्वैश्च सर्वकृतमेवमुपक्रमेत ॥
द्राक्षापटोलविडवेत्रकरीरनिम्ब-
मूर्वाभयाक्षबदरामलकेन्द्रवृक्षैः।
बीजैः करञ्जनृपवृक्षभवैश्च पिष्टै-
र्लेहं पचेत्सुरभिमूत्रयुतं यथावत् ॥
मुस्तां वचां त्रिकटुकं रजनीद्वयं च
भार्गीं च कुष्ठमथ निर्दहनीं च पिष्ट्वा।
मूत्रेऽविजे द्विरदमूत्रयुते पचेद्वा
पाठां तुगामतिविषां रजनीं च मुख्याम् ॥
मण्डूकिमर्कममृतां च सलाङ्गलाख्यां
मूत्रे पचेत्तु महिषस्य विधानविद्वा।
एतान्न सन्ति चतुरो लिहतस्तु लेहान्
गुल्मारुचिश्वसनकण्ठहृदामयाश्च ॥
सात्म्यान् स्वदेशरचितान् विविधांश्च भक्ष्यान्
पानानि मूलफलखाडवरागयोगान्।
अद्यादसांश्च विविधान् विविधैः प्रकारै-
र्भुञ्जीत चापि लघुरूक्षमनःसुखानि ॥
आस्थापनं विधिवदत्र विरेचनं च
कुर्यान्मृदूनि शिरसश्च विरेचनानि।
त्रीण्यूपणानि रजनीत्रिफलायुतानि
चूर्णीकृतानि यवशूकविमिश्रितानि।
क्षुद्रायुतानि वितरेन्मुखधावनार्थ-
मन्यानि तिक्तकटुकानि च भेषजानि।
मुस्तादिराजतरुवर्गदशाङ्गसिद्धैः
काथैर्जयेन्मधुयुतैर्विविधैश्च लेहैः।
मूत्रासवैर्गुडकृतैश्च तथा त्वरिष्टैः
क्षारासवैश्च मधुमाधवतुल्यगन्धैः ॥८॥

વાતજન્ય અરોચક થયો હોય, તો વજના

-ક્વાથથી વમન કરાવી, પીપર, વાવડિંગ, જવખાર, હરેણુ, ભારંગી, રાસ્ના, એલચી અથવા એલવાલુક, હિંગ, સૈંધવ અને સૂંઠનું ચૂર્ણ સ્નેહો, મદ્યો અથવા ઊના પાણી સાથે પાવું.

પિત્તજન્ય અરોચક થયો હોય, તો ગોળના પાણી તથા મધુરવર્ગથી વમન કરાવી સૈંધવ,સાકર, મધ અને ઘીથી મિશ્ર સ્નેહપાન કરાવવું.

કફજન્ય અરોચક થયો હોય, તો લીંબડાના ક્વાથથી વમન કરાવી, તે ઉપર મધ તથા અજમાથી મિશ્ર કરેલો ગરમાળાનો ક્વાથ પાવો અથવા વાતજન્ય અરોચક ઉપર જે ચૂર્ણ કહેવામાં આવ્યું છે તે પાવું.

સાન્નિપાતિક અરોચક થયો હોય તો પ્રથમ ચિકિત્સા કરવાની ના પાડી, પછી રોગી વગેરેનો આગ્રહ જણાય, તો વમન કરાવીને ઉપર લખેલી ત્રણે દોષોની ચિકિત્સાઓ કરવી.

દ્રાક્ષ, પટોલ, બિડલૂણ, નેતર, કેરડો, લીંબડો, મોરવેલ, હરડે, બહેડાં, બોર, આમળાં, કડો, કરંજનાં બીજ અને ગરમાળાનાં બીજ વાટી, તેનો ગોમૂત્રમાં વિધિ પ્રમાણે લેહ પકવીને ચટાડવાથી, વાતજન્ય અરોચક, ગુલ્મ, શ્વાસ, ગળાના રોગો અને હૃદયના રોગો મટે છે.

મોથ, વજ, સૂંઠ, મરી, પીપર, હળદર, દારુહળદર, ભારંગી, કઠ અને ચિત્રક વાટી તેનો ગાડરના મૂત્રમાં વિધિ પ્રમાણે લેહ પકવી ચટાડવાથી, પિત્તજન્ય અરોચક, ગુલ્મ, શ્વાસ, ગળાના રોગો અને હૃદયના રોગો મટે છે.

કાળીપાડ, વંશલોચન, અતિવિખ અને ઉત્તમ હળદર વાટી તેનો હાથીના મૂત્રમાં વિધિ પ્રમાણે લેહ પકવી ચટાડવાથી કફજન્ય અરોચક, ગુલ્મ, શ્વાસ, ગળાના રોગો અને હૃદયના રોગો નાશ પામે છે.

સૂરજમુખી, આકડો, ગળો અને કૌચાં વાટી, તેનો પાડાના મૂત્રમાં વિધિ પ્રમાણે લેહ પકવીને ચટાડવાથી, સાન્નિપાતિક અરોચક, ગુલ્મ, શ્વાસ, ગળાના રોગો અને હૃદ્રોગો મટે છે.

પોતપોતાના દેશની રીતથી બનાવેલાં તથા માફક હોય એવાં વિવિધ ભક્ષ્યો, પાનકો, મૂળો, ફળો, સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયના ૨૭મા વિષયમાં કહેલા રાગખાડવો,[1] વિવિધ રસો અને હલકાં રૂક્ષ તથા મનને આનંદ આપે એવાં ભોજનો વિવિધ રીતે ગોઠવાય તો અરોચકો મટે છે.

અરોચકો ઉપર નિરૂહબસ્તિઓ, વિરેચનો અને કોમળ શિરોવિરેચનો પણ વિધિપૂર્વક યોજવાં (જોકે અરોચકમાં નિરૂહબસ્તિનો નિષેધ છે, તોપણ અહીં વિધાન કર્યું; તેથી એમ જણાય ૧
છે કે, અરોચકમાં આરંભમાં નહીં, પણ વમનાદિક કરાવ્યા પછી વાયુનો અનુબંધ જણાય, તો નિરૂહબસ્તિ દેવાની છૂટ છે.)

અરોચકો ઉપર મોઢાને શુદ્ધ કરવા માટે સૂંઠ, મરી, પીપર, હળદર, ત્રિફળા, જવખાર અને ભોરિંગણીનાં ચૂર્ણોથી ગોઠવેલા યોગો દેવા અને બીજાં પણ કડવાં તથા તીખાં ઔષધો દેવાં.

મુસ્તાદિગણ, આરગ્વધાદિગણ અને દશમૂળીના ક્વાથોથી, મધુરવર્ગના વિવિધ અવલેહોથી તેમ જ ચિકિત્સાસ્થાનના ૧૦મા અધ્યાયમાં કહ્યા પ્રમાણે ગોળનો યોગ આપીને બનાવેલા અને મધના તથા મદ્યથી બનાવેલા મદ્યના જેવી ગંધવાળા મૂત્રાસવોથી, અરિષ્ટોથી તથા ક્ષારાસવોથી અરોચકોનો નાશ કરવો. ૮

---

૧ કેટલાક એવું વ્યાખ્યાન આપે છે કે, 'રાગખાડવ' એ શબ્દથી યવાનીખાડવચૂર્ણ સમજવું. અજમો, દાડમ, સૂંઠ, કોકમ, અમ્લવેતસ અને સુકવેલો બોરનો ગર્ભ–એ પ્રત્યેક પદાર્થ છન્નુંછન્નું ચપ્પોઠીભાર લેવા; મરી આઠ ચપ્પોઠીભાર, પીપર બસોઆણીસ ચપ્પોઠીભાર અને તજ, સંચળ, ધાણા તથા જીરું અડતાલીસ અડતાલીસ ચપ્પોઠીભાર લેવાં; સાકર ચોવીસ શાણભાર લેવી. (ચોવીસ ચપ્પોઠીભારનું એક શાણ થાય છે.) એ સર્વ પદાર્થોને એકઠા કરી બનાવેલા ચૂર્ણને યવાનીખાડવચૂર્ણ કહેવાય છે.

અવિપાકનું લક્ષણ તથા ચિકિત્સા

स्यादेष एव कफवातहते विधिश्च
शान्ति गते हुतभुजि प्रशमाय तस्य ॥९

જઠરાગ્નિ કફ તથા વાયુથી હણાઈને ઠરી ગયો હોય, તો ખાધેલું અન્ન પચતું નથી; એ અવિપાક કહેવાય છે. આ પ્રમાણે અવિપાક થયો હોય, તોપણ વૈદ્યે ઉપર કહેલી ચિકિત્સાઓ જ ગોઠવવી. ૯

ચિત્તવિપર્યયજન્ય અરોચકની ચિકિત્સા

इच्छाभिघातभयशोकहतेऽन्तरग्नौ
भावान्भजाय वितरेत्खलु शक्यरूपान् ।
अर्थेषु चाप्यपचितेषु पुनर्भवाय
पौराणिकैः श्रुतिपथैरनुमानयेत्तम् ॥
दैन्यं गते मनसि बोधनमत्र शस्तं
यद्यत्प्रियं तदुपसेव्यमरोचके तु ॥१०॥

ઇચ્છેલા પદાર્થોની પ્રાપ્તિમાં વિઘ્નો પડવાથી, ભયથી કે શોકાદિકથી ચિંતા ઉત્પન્ન થતાં ચિત્ત વિહ્વળ થઈ જવાને લીધે જઠરાગ્નિ મંદ થઈ જવાથી અરોચક ઉત્પન્ન થયો હોય, તો જે પદાર્થો મળી શકે એવા હોય, તે પદાર્થો દેવા, કે જેથી રુચિ ઉત્પન્ન થાય, પણ ધન કે પુત્ર વગેરેના વિનાશથી અરોચક થયો હોય, તો પુરાણોક્ત તથા વેદોક્ત આખ્યાનોના માર્ગોથી રોગીને સમજાવવો કે, નાશ પામેલું પણ કાળયોગને લીધે અમુક કારણોની સંપત્તિ થતાં પાછું મળી શકે છે. રોગીનું મન દીન થઈ ગયું હોય, તો વૈરાગ્ય ઉત્પન્ન કરનારાં વાક્યોથી તથા બ્રહ્મવિદ્યાથી બોધ કરવો હિતકારી છે. ચિત્તવિપર્યયજન્ય અરોચકનો નાશ કરવાની સામાન્ય રીત આ છે કે, રોગીને જે વસ્તુઓ પ્રિય હોય, તેનું સેવન કરાવવું. (આ ઉપાયોથી મન શાંત થતાં અગ્નિ પ્રદીપ્ત થવાથી પોતાની મેળે જ અન્ન ઉપર રુચિ ઉત્પન્ન થાય છે.) ૧૦

## અધ્યાય ૫૮ મો

ઉપક્રમ

अथातो मूत्राघातप्रतिषेधमध्यायं व्याख्यास्यामः। यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવાથી 'મૂત્રાઘાતપ્રતિષેધ'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

'મૂત્રાઘાત' નામના બાર રોગો

वातकुण्डलिकाष्ठीला वातबस्तिस्तथैव च ।
मूत्रातीतः सजठरो मूत्रोत्सङ्गः क्षयस्तथा ॥
मूत्रग्रन्थिर्मूत्रशुक्रमुष्णवातस्तथैव च ।
मूत्रौकसादौ द्वौ चापि रोगा द्वादश कीर्तिताः ॥२

વાતકુંડલિકા, વાતાષ્ઠીલા, વાતબસ્તિ, મૂત્રાતીત, મૂત્રજઠર, મૂત્રોત્સંગ, મૂત્રક્ષય, મૂત્રગ્રંથિ, મૂત્રશુક્ર, ઉષ્ણવાત, પિત્તકૃત મૂત્રૌકસાદ અને કફકૃત મૂત્રૌકસાદ—એ બાર રોગો 'મૂત્રાઘાત' નામથી ઓળખાય છે. ૨

વાતકુંડલિકાનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

रौक्ष्याद्वेगविघाताद्वा वायुर्बस्तौ सवेदनम् ।
मूत्रं चरति संगृह्य विगुणः कुण्डलीकृतः ॥
सृजेदल्पाल्पमथवा सरुजस्कं शनैः शनैः ।
वातकुण्डलिकां तां तु व्याधिं विद्यात्सुदारुणम् ॥३

શરીરની રૂક્ષતાથી અથવા મૂત્ર આદિના વેગો રોકવાથી દુષ્ટ થયેલો વાયુ, કુંડલી વળેલા જેવો ગોળ થઈ મૂત્રને વીંટળાઈને વેદના ઉત્પન્ન કરીને મૂત્રાશયમાં ફરે છે અને બંધાઈ ગયેલો હોવાને લીધે તેમાં જ ભમ્યા કરે છે, કે જેથી થોડુંથોડું અથવા પીડાવાળું મૂત્ર ધીરેધીરે આવે છે. આ મહાદારુણ રોગ વાતકુંડલિકા કહેવાય છે. ૩

[1] બાર પ્રકારના મૂત્રાઘાતોનાં નિદાનો, લક્ષણો તથા ચિકિત્સાઓનાં નિરૂપણ વિષેનો.

### વાતાષ્ઠીલાનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

शकृन्मार्गस्य वस्तेश्च वायुरन्तरमाश्रितः।
अष्ठीलावद्घनं ग्रन्थिं करोत्यचलमुन्नतम्॥
विण्मूत्रानिलसङ्गश्च तत्राध्मानं च जायते।
वेदना जायते वस्तौ वाताष्ठीलेति तां विदुः॥४॥

વિષ્ઠાનો માર્ગ અને મૂત્રાશયના મધ્યમાં રહેલો વાયુ, લંબગોળ પથ્થર જેવી અચળ અને પ્રબળ ગાંઠ ઉત્પન્ન કરે છે. આ ગાંઠ થતાં વિષ્ઠા, મૂત્ર તથા અધોવાયુની અટકાયત થાય, ગુદા તથા મૂત્રાશય ફૂલી જાય અને મૂત્રાશયમાં વેદના થાય છે. આ રોગ વાતાષ્ઠીલા કહેવાય છે. ૪

### વાતબસ્તિનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

वेगं विधारयेद्यस्तु मूत्रस्याकुशलो नरः।
निरुणद्धि मुखं तस्य वस्तेर्वस्तिगतोऽनिलः॥
मूत्रसङ्गो भवेत्तेन वस्तिकुक्षिनिपीडितः।
वातवस्तिः स विज्ञेयो व्याधिः कृच्छ्रप्रसाधनः॥५

જે મૂર્ખ માણસ મૂત્રનો વેગ અટકાવે છે, તેના મૂત્રાશયમાં રહેલો વાયુ મૂત્રાશયના મોઢાને રોકી દે છે, જેથી મૂત્રનો અટકાવ થાય છે અને મૂત્રાશયના મધ્ય ભાગમાં વેદના થાય છે. આ રોગ વાતબસ્તિ કહેવાય છે અને તે કષ્ટસાધ્ય છે.

### મૂત્રાતીતના નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

सन्धार्य्य वेगं मूत्रस्य यो भूयः स्रष्टुमिच्छति।
तस्य नाभ्येति यदि वा कथञ्चित्संप्रवर्त्तते॥
प्रवाहतो मन्दरुजमल्पमल्पं पुनः पुनः।
मूत्रातीतं तु तं विद्यान्मूत्रवेगविघातजम्॥६॥

જે માણસ પ્રથમ મૂત્રના વેગને રોકી રાખીને પછી મૂતરવાનું ઇચ્છે છે, તે માણસને મૂત્ર આવતું નથી, જો આવે છે, તો જોર કરવાથી માંડમાંડ આવે છે અને તે પણ ધીમુંધીમું પીડા પામતું તથા વારંવાર થોડુંથોડું આવે છે. મૂત્રના રોકાણને લીધે પ્રકુપિત થયેલા વાયુથી થતો આ રોગ મૂત્રાતીત કહેવાય છે. ૬

### મૂત્રજઠરનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

मूत्रस्य विहते वेगे तदुदावर्त्तहेतुना।
अपानः कुपितो वायुरुदरं पूरयेद्भृशम्॥
नाभेरधस्तादाध्मानं जनयेत्तीव्रवेदनम्।
तं मूत्रजठरं विद्यादधोवस्तिनिरोधजम्॥७॥

મૂત્રના વેગનો અટકાવ કરવાથી મૂત્રના ઊંચા ભ્રમણને લીધે પ્રકુપિત થયેલો અપાનવાયુ, ઉદરને અત્યંત પૂરી દે છે અને તેને લીધે નાભિથી નીચેના ભાગમાં તીવ્ર વેદનાવાળું આધ્માન (ફૂલેલાપણું) કરી દે છે, જેથી મૂત્રનો તથા વિષ્ઠાનો માર્ગ રોકાઈ જાય છે. આ રોગ મૂત્રજઠર કહેવાય છે. ૭

### મૂત્રોત્સંગનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

वस्तौ चाप्यथवा नाले मणौ वा यस्य देहिनः।
मूत्रं प्रवृत्तं सज्जेत सरक्तं वा प्रवाहतः॥
स्रवेच्छनैरल्पमल्पं सरुजं वाथ नीरुजम्।
विगुणानिलजो व्याधिर्मूत्रसङ्गः स संज्ञितः॥८॥

પ્રવર્તેલું મૂત્ર મૂત્રાશયમાં, લિંગમાં અથવા લિંગના ટોચકામાં રોકાઈ રહે અને જોર કરવા જતાં લોહીવાળું, વેદનાવાળું અથવા થોડી વેદનાવાળું અને થોડુંથોડું ધીરેધીરે સ્રવે છે; એ દુષ્ટ વાયુથી થતો રોગ મૂત્રોત્સંગ કહેવાય છે. ૮

### મૂત્રક્ષયનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

रूक्षस्य क्लान्तदेहस्य वस्तिस्थौ पित्तमारुतौ।
सदाहवेदनं कृच्छ्रं कुर्यातां मूत्रसंक्षयम्॥९॥

જેનો દેહ રૂક્ષ થયો હોય તથા ગ્લાનિ પામ્યો હોય, એવા માણસના મૂત્રાશયમાં રહેલા પિત્ત અને મૂત્રનો ક્ષય થાય છે, કે જે થતાં દાહ અને વેદના થાય છે. આ દુઃખદાયી રોગ મૂત્રક્ષય કહેવાય છે. ૯

### મૂત્રગ્રંથિનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

अभ्यन्तरे वस्तिमुखे वृत्तोऽल्पः स्थिर एव च।
वेदनावानभिष्यन्दी मूत्रमार्गनिरोधनः॥

जायते सहसा यस्य ग्रन्थिरश्मरिलक्षणः ।
स मूत्रग्रन्थिरित्येवमुच्यते वेदनादिभिः ॥ १० ॥

મૂત્રાશયના દ્વારની અંદર એકાએક ગોળ, નાનો, અચલ, વેદનાવાળો, સ્રાવવગરનો, મૂત્રનું વહન કરનારાં સ્રોતને રોકનારો અને વેદનાદિકથી પથરીના જેવાં લક્ષણોવાળો ગ્રંથિ ઉત્પન્ન થાય છે. એ રોગ મૂત્રગ્રંથિ કહેવાય છે. (પથરી અને મૂત્રગ્રંથિમાં ભેદ આ છે કે, પથરી, મૂત્ર આદિનો સંચય થવાથી અનુક્રમે થાય છે તથા પિત્તના આધિક્યવાળી હોય છે અને મૂત્રગ્રંથિ એકાએક થાય છે તથા લોહીના આધિક્યવાળો હોય છે—ભાવપ્રકાશ.) ૧૦

**મૂત્રશુક્રનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ**

प्रत्युपस्थितमूत्रस्तु मैथुनं योऽभिनन्दति ।
तस्य मूत्रयुतं रेतः सहसा संप्रवर्त्तते ॥
पुरस्ताद्वापि मूत्रस्य पश्चाद्वापि कदाचन ।
भस्मोदकप्रतीकाशं मूत्रशुक्रं तदुच्यते ॥ ११ ॥

જે પુરુષ મૂત્રની હાજત થવા છતાં મૂતર્યા વગર મૈથુન કરે, તેનું સ્થાનથી ભ્રષ્ટ થયેલું અને પછી વાયુએ ઊંચું ચડાવેલું વીર્ય એકાએક મૂત્રની સાથે અથવા મૂત્રની પહેલાં અથવા કોઈ વખતે મૂત્ર પછી પ્રવર્તે છે અને તે ભસ્મવાળા જળ જેવું હોય છે; આ રોગ મૂત્રશુક્ર કહેવાય છે. ૧૧

**ઊનવાનાં નિદાન સંપ્રાપ્તિ તથા લક્ષણ**

व्यायामाध्वातपैः पित्तं बस्तिं प्राप्यानिलावृतम् ।
बस्तिमेढ्रगुदं चैव प्रदहत् स्रावयेदधः ॥
मूत्रं हारिद्रमथवा सरक्तं रक्तमेव वा ।
कृच्छ्रात्प्रवर्त्तते जन्तोरुष्णवातं वदन्ति तम् ॥१२॥

કસરત કરવાથી, પંથ કરવાથી અથવા તડકો લાગવાથી પ્રકુપિત થઈ વાયુથી ઘેરાયેલું પિત્ત મૂત્રાશયમાં, લિંગમાં, યોનિમાં અને ગુદામાં દાહ કરતું કરતું માણસને ઘણા કષ્ટથી વારંવાર હળદર જેવા રંગવાળા તથા કાંઈક રતાશ કે લોહીવાળા મૂત્રનો સ્રાવ કરાવે છે અથવા અસંત રાતા વર્ણવાળા મૂત્રનો કે એકલા લોહીનો સ્રાવ કરાવે છે. એ રોગ ઉષ્ણવાત-ઊનવા કહેવાય છે. ૧૨

**પિત્તકૃત મૂત્રૌકસાદનાં નિદાન-સંપ્રાપ્તિ-લક્ષણ**

विशदं पीतकं मूत्रं सदाहं बहलं तथा ।
शुष्कं भवति यच्चापि रोचनाचूर्णसन्निभम् ॥
मूत्रौकसादं तं विद्याद्रोगं पित्तकृतं बुधः ॥ १३ ॥

માણસ પિત્તના પ્રકોપને લીધે ચીકાશ વગરનું, પીળા રંગવાળું, બળતરાવાળું, ઘાડું અને તડકા વગેરેથી સુકાતાં ગોરોચનના ચૂર્ણ જેવું મૂતરે છે, એ રોગ પિત્તકૃત મૂત્રૌકસાદ કહેવાય છે.

**કફકૃત મૂત્રૌકસાદનાં નિદાન-સંપ્રાપ્તિ-લક્ષણ**

शुष्कं भवति यच्चापि शङ्खचूर्णप्रपाण्डुरम् ।
पिच्छिलं संहतं श्वेतं तथा कृच्छ्रं प्रवर्त्तते ॥
मूत्रौकसादं तं विद्यादामयं चापरं कफात् ॥१४॥

માણસ કફના પ્રકોપને લીધે સુકાતું શંખ-ચૂર્ણ જેવું સફેદ જણાતું અથવા પીળાશ પડતું સફેદ, ચીકાશવાળું તથા ઘાડું મૂતરે અને કષ્ટથી મૂતરી શકે, એ રોગને કફકૃત મૂત્રૌકસાદ કહે છે.

**મૂત્રાઘાતોની ચિકિત્સા**

कषायकल्कसर्पींषि भक्ष्यान् लेहान्पयांसि च ।
क्षारमध्वासवस्वेदान् बस्तींश्चोत्तरसंज्ञितान् ॥
विदध्यान्मतिमांस्तत्र विधिं चाश्मरिनाशनम् ।
मूत्रोदावर्तयोगांश्च कार्त्स्न्येनात्र प्रयोजयेत् ॥
कल्कमेर्वारुबीजानामक्षमात्रं ससैन्धवम् ।
धान्याम्लयुक्तं पीत्वैव मूत्रकृच्छ्रात्प्रमुच्यते ॥
सुरां सौवर्चलवतीं मूत्रकृच्छ्री पिबेन्नरः ।
मधु मांसोपदंशं वा पिबेद्वाप्यथ गौडिकम् ॥
पिबेत्कुङ्कुमकर्षं वा मधूदकसमायुतम् ।
रात्रिपर्युषितं प्रातस्तथा सुखमवाप्नुयात् ॥
दाडिमाम्लां युतां मुख्यामेलाजीरकनागरैः ।
पीत्वा सुरां सलवणां मूत्रकृच्छ्रात्प्रमुच्यते ॥
पृथक्पर्ण्यादिवर्गस्य मूलं गोक्षुरकस्य च ।
अर्द्धप्रस्थेन तोयस्य पचेत्क्षीरचतुर्गुणम् ॥

क्षीरावशिष्टं तच्छीतं सिताक्षौद्रयुतं पिबेत् ।
नरो मारुतपित्तोत्थमूत्राघातनिवारणम् ॥
निष्पीड्य वाससा सम्यग्वर्चो रासभवाजिनाम् ।
रसस्य कुडवं तस्य पिबेन्मूत्ररुजापहम् ॥
मुस्ताभयादेवदारुमूर्वाणां मधुकस्य च ।
पिबेदक्षसमं कल्कं द्राक्षाया जलसंयुतम् ॥
पिबेत्पर्युषितं वारि शीतं मूत्ररुजापहम् ।
निदिग्धिकायाः स्वरसं पिबेत्कुडवसंमितम् ॥
मूत्रदोषहरं कल्कमथवा क्षौद्रसंयुतम् ।
प्रपीड्यामलकानां तु रसं कुडवसंमितम् ॥
पीत्वाऽगदी भवेज्जन्तुर्मूत्रदोषरुजातुरः ।
धात्रीफलरसेनैवं सूक्ष्मैलां वा पिबेन्नरः ॥
पिष्ट्वाथ या सुशीतेन शालितण्डुलवारिणा ।
तालस्य तरुणं मूलं त्रपुसस्वरसं तथा ॥
श्वेतं कर्कटकं चैव प्रातस्तं पयसा पिबेत् ।
शृतं वा मधुरैः क्षीरं सर्पिर्मिश्रं पिबेन्नरः ॥
मूत्रदोषविशुद्ध्यर्थं शुक्रदोषहरं परम् ।
बलाश्वदंष्ट्राक्रौञ्चास्थिकोकिलाक्षकतण्डुलान् ॥
शतपर्वकमूलं च देवदारु सचित्रकम् ।
अक्षबीजं च सुरया कल्कीकृत्य पिबेन्नरः ॥
मूत्रदोषविशुद्ध्यर्थं तथैवाश्मरिशोधनम् ।
पाटलाक्षारमाहृत्य सप्तकृत्वः परिस्रुतम् ॥
पिबेन्मूत्रविकारघ्नं संसृष्टं तैलमात्रया ।
नलेक्षुदर्भाश्मभेदत्रपुसैर्वारुबीजकम् ॥
क्षीरं परिस्रुतं तत्र पिबेत्सर्पिःसमायुतम् ।
पाटल्या यावशूकाच्च पारिभद्रात्तिलादपि ॥
क्षारोदकेन मतिमांस्त्वगेलोषणचूर्णकम् ।
पिबेद्गुडेन मिश्रान्वा लिह्याल्लेहान् पृथक् पृथक् ॥
अत ऊर्ध्वं प्रवक्ष्यामि मूत्रदोषे क्रमं हितम् ।
स्नेहस्वेदोपपन्नानां हितं तेषु विरेचनम् ।
ततः संशुद्धदेहानां हिताश्चोत्तरबस्तयः ॥
स्त्रीणामतिप्रसङ्गेन शोणितं यस्य सिच्यते ।
मैथुनोपरमस्तस्य बृंहणश्च विधिः स्मृतः ॥
ताम्रचूडवसा तैलं हितं चोत्तरबस्तिषु ।
विधानं तत्र पूर्वं हि व्यासतः परिकीर्तितम् ।
क्षौद्रार्द्धभागं दत्त्वा तु भागौ तु क्षीरसर्पिषोः ।
स्वयङ्गुप्ताफलं चैव तथैवेक्षुरकस्य च ।
शर्करायाश्च चूर्णं तु द्राक्षाचूर्णं च तत्समम् ।
पिप्पलीचूर्णसंयुक्तमर्द्धभागं प्रदापयेत् ॥
एतदैकध्यमानीय खजेनाभिप्रमन्थयेत् ।
तस्य पाणितलं भागं लीढ्वा क्षीरं ततः पिबेत् ॥
एतं योगं प्रयुञ्जानः शुद्धदेहो नरः सदा ।
मूत्रदोषाञ्जयेत्सर्वानन्ययोगैः सुदुर्जयान् ॥
जयेच्छोणितदोषांश्च वन्ध्या गर्भं लभेत च ।
नारी चैतत्प्रयुञ्जाना योनिदोषात्प्रमुच्यते ॥
बला कोलास्थि मधुकं श्वदंष्ट्राथ शतावरी ।
मृणालं च कशेरुश्च बीजानीक्षुरकस्य च ॥
सहस्रवीर्यांशुमती पयस्या सह कालया ।
शृगालविन्नातिबला बृंहणीयो गणस्तथा ॥
एतानि समभागानि मतिमान् सह साधयेत् ।
चतुर्गुणेन पयसा गुडस्य तुलया सह ॥
द्रोणावशिष्टं तत्पूतं पचेत्तेन घृताढकम् ।
तत्सिद्धं कलशे स्थाप्यं क्षौद्रप्रस्थेन संयुतम् ।
सर्पिरेतत्प्रयुञ्जानो मूत्रदोषात्प्रमुच्यते ॥ १५ ॥

બુદ્ધિમાન વૈદ્યે મૂત્રાઘાતો ઉપર ક્વાથ આદિ કષાયોની, કલ્કોની, ઘૃતોની, ભક્ષ્યોની, લેહોની, દૂધોની, ક્ષારોની, મધથી બનાવેલા આસવોની, ઉપનાહ આદિ સ્વેદોની અને ઉત્તરબસ્તિઓની યોગ્ય યોજનાઓ કરવી. ચિકિત્સાસ્થાનના ૭મા અધ્યાયમાં પથરીનો નાશ કરવાના વિધિની પણ યોગ્ય ગોઠવણ કરવી. આ ઉત્તરતંત્રના પંચાવનમા અધ્યાયમાં મૂત્રના વેગના રોકાણથી થયેલા ઉદાવર્ત ઉપર કહેવાયેલા યોગોની પણ તે તે અવસ્થા અનુસાર સંપૂર્ણ યોજનાઓ કરવી.

ઉનાળુ કાકડીનાં બીજોનો સેંધવના સંયોગવાળો એક તોલાભાર કલ્ક કાંજી સાથે પાવાથી

